# ગુલરૂ અને ગુલેરૂખસાર

અથવા

## દિપક પતંગ દંપતી.

લેખક.

ઉમર હાજી મુલ્લાં જેતપુર-કાઠીયાવાડ.

છપાવી પ્રગટ કર્તા.

પઠાણ નીઝામખાન નુરખાન. અમદાવાદ.

નકલ ૫૦૦. આવૃતિ પહેલી.

સને. ૧૯૧૦

કીંમત રૂ. ૦—૨—૦.

ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# ગુલરૂ અને ગુલેરૂખસાર

અથવા

## દિપક પતંગ દંપતી.

## પ્રકરણ પહેલું.

### અફસોસી અને આશ્વાસન.

"તેરા જાના ઔર આના મોતકા મુજકો બરાબર હૈ"
"જુદાઇ વાં ભી હોતી હૈ જુદાઇ યાં ભી હોતી હૈ"

સંધ્યાનો સુહામણો સમય હતો. સુર્યદેવ અસ્ત થવાને વિશેષ વિલંબ નહતો. કારણકે પ્રૌઢ પહાડના શીલસીલાએ રવીને પોતાની ઓથમાં લઇ લીધા હતા. હવે માત્ર સોનેરી કીરણો મોટા મોટા પહાડોપર પડી એક પ્રાકૃત્તિક દશ્યનો નમુનો બતાવી રહી હતી. એવે સમયે ખળખળ વહેતી યમુના નદીના સબ્જ તટપર બે સુન્દર મનુષ્ય સ્થીર રહી અપસમાં કઇ વાર્તાલાપ

કરી રહ્યા હતા તેમાં એક નૌવ યોવના બાળક કન્યા હતી. જેનું વય આશરે ૧૨ વર્ષનું હતું અને બીજો કીશોર અવસ્થા પ્રાપ્ત સુકુમાર હતો જેનું વય આશરે ૧૬ વર્ષનું હતું. અન્યોન્ય રૂવક યુવતી ઉદાસ જણાતા હતા. અને બન્નેના સુંદર મુખ પર હાર્દીક અનુતાપના સબબે શ્યામતા પ્રસરી રહી હતી. યુવકનું નામ ગુલરૂ અને યુવતીનું નામ ગુલે રૂખસાર હતું એ અન્યોન્ય દીપક પતગ વચ્ચે આ પ્રમાણે વાર્તા થતી હતી.

'કોણુ કોને યાદ કરે છે? સંયોગ સમગે દીલાસો આપવાનો તો મીઠા માણુસોનો રીવાજજ હોય છે' ગુલેરૂખસારે કહ્યું.

'નહી! હું દીલાસો આપતો નથી. પરતુ સત્ય કહું છું કે હું કદી પણ તને ભુલીશ નહી. બલ્કે હું એટલું માગી લઉં છું કે તમે ભુલતા ના. જેમ એક કવિએ કહ્યું છે કે" ગુલરૂએ કહ્યું.

'પુછા ન જાયગા જો વતનસે નીકલ ગયા"
"બેકાર હે જો દાંત દહનસે નીકલ ગયા"

"ભલા હું આપને શી રીતે ભુલી શકું?" ગુલેરૂખસારે કહ્યું.

"હું તો અહી એકલી અટુલી છું પણ આપને તો ત્યાં નવા નવા દોસ્ત આશના મળશે એટલે તેના થી નિત્રતા મોહોબત થઇ કે આપના અંતકરણમાં થી મારી મોહોબતને દુધ અંદરની માંખીની માફક કાઢી ફેંકી દેશો"

"ગુલે રૂખસાર ચુપ રહો. એમ ન કહો ?" ગુલરૂએ કહ્યું "તમારી એવી વરતા મારા કલેજામાં તીર નું કામ કરે છે તમારીજ મોહોબત મારી જીંદગીનો વસીલો છે. મારા પ્રાણનીજ આધારભુત તમારીજ ઉલફત છે આપણે અન્યોન્યને ત્યારથી ચાહતા શીખ્યાં છીયે કે જયારે આપણે દુધ પીતા નહાનાં બાળકો માતા પીતાની ગોદમાં રમતાં હતાં. હું તમારા વીયોગે એક દીવસ ઘડી પળ પણ પ્રફુલ્લીત વદને રહી શકુ નહી. પણ લાચાર અને લાચાર છું. હું ઇચ્છું છું કે બે વર્ષ જલદી વ્યતીત થાય અને વિયોગ સહન કરવાની શકતી આપણને ખુદાપાક આપો ? બે વર્ષ પછી આપણી વચ્ચે બાકીમ કદી પણ જુદાઇ થશે નહી"

"ખુદાપાક એમજ કરો ! ગુલે રૂખસારે કહ્યું "બે વર્ષ જલદી વીતી જશે" ગુલરૂએ કહ્યું.

"મને તો બે વર્ષ એ યુગથી વધારે જણાશે:" ગુલે રૂખસારે કહ્યું "આપણે એક ઘડી માટે પણ જુદા થતા નહતા ત્યારે હવે ક્યાં ૩૬૦ દીવસના બે વર્ષ?"

"ગુલેરૂખસાર ? જીંદગી કાયમ રહેવી જોઇએ" ગુલરૂએ કહ્યું "આયુષ્ય છે તો દીવસો તો એક પછી એક વિત્યાજ જશે."

ગુલેરૂખસાર અશ્રુપાત કરતી ગદગદ કંઠે બોલી. "પ્યારા ? હું મારા દીલને ઘણું સમજાવું મનાવું છું પણ તે માને ત્યારે તો એક કવી કહે છે કે,

"કયામત હે કીસીકો પ્યાર કરના ઇસ જમાનેમે"
"કઝકા સામના રખા હુઆ હે દીલ લગાનેમે"

ગુલરૂ અને ગુલેરૂખસાર વચ્ચે વારતાલાપ થતો હતો કે એક સુંદર સ્ત્રી કીમતી પોશાક અને અમુલ્ય ઝેવર બદનપર સજી ત્યાં આવી ચઢી. એ સ્ત્રીની સુંદરતા અને પોશાક ઇત્યાદિની ચમક ઝમક, ઝળેકથી જણાતું હતું કે તે કોઇ મોટા ઘરાણાના શેરીફ બાનુ હશે. જ્યાં સુધી તેના નામથી આપણે વાકેફ થશું નહી ત્યાં સુધી તેને બેગમના ઉપનામથી ઓળખશું. ગુલરૂ અને ગુલેરૂખસાર સદરહુ બેગમના આગમનથી શરમાયાં; બેગમે બન્નેના મનનો ભાવ સમજી અન્યો

ને શરમાતા, દબાતા, અચકાતા અટકાવવાને વાતનો પ્રારંભ કર્યો.

"ગુલેરૂખસાર ? કાલે ગુલરૂ જશે." બેગમે કહ્યું "જ્યારે ગુલરૂ વિદાય થશે ત્યારે અને ત્યાર પછી મારૂં દીલ ગભરાયા કરશે. મને ચેન પડશે નહી. ત્યારે માત્ર તુંજ મારૂં દીલ બેહલાવવાનો વસીલો થઇશ. તું આજે ગુલરૂની સમક્ષ વાયદો કર કે હું
૧ હરરોજ તમારા મકાનમાં આવ્યા કરીશ. અને સારી સારી કીતાબો પડી તમને આનંદ આપતી રહીશ."

ગુલેરૂખસારે અદબથી કહ્યું "હું આપની લોંડી છુ." "તું મારી આંખોની પુતલી અને કલેજાની બોટીછો" બેગમે કહ્યુ "હું તને ગુલરૂની બરાબર ચાહુ છુ. તે મારો પુત્ર અને તુ પુત્રી તુલ્ય છો, પુત્ર બે વર્ષ માટે મારાથી જુદો થાય છે ત્યારે પુત્રીની ફરજ છે કે તે રાત્રી દીવસ માને કામ આવે, અને કોઇ પ્રકારની તકલીફ થવા ન દે; તારી માતા બેહેસ્ત નશીન થઇ છે તો તુ મને જ તહારી માતા સમજી લે"

"હું આપને દીલોજાનથી મારી માતુશ્રીથી વિશેષ સમજુ છુ" ગુલેરૂખસારે કહ્યું.

અહીંયાં ઉચીત છે કે, પ્રિયવાંચકવર્ગને ગુલરૂ અને ગુલેરૂખસારની હાલતથી માહેતગાર કરી પછી વાર્તાને આગળ લંબાવીશું. ગુલરૂનો બાપ સમ્રાટ શહેનશાહ અકબરનો એક મહા યોદ્ધો અને વિર સેનાપતી હતો. અને તે હાલ સૈન્યની સાથે શત્રુઓને મુકાબલે ગયો હતો.

ગુલરૂની અવસ્થા ૧૬ વર્ષની પુરી થએલી હોવાથી તેને બાદશાહી નીયમાનુસાર કાનપુરના ફોઝી મદરેસામાં યુદ્ધકળાનુ શિક્ષણ લેવા ફરજીયાત જવુ પડતુ હતુ કાનપુરના બાદશાહી ફોઝી મદરેસાના વિદ્યાર્થીયો મોટા હુદાઓને લાયક ગણાતા હતા. અને ડીગ્રીના પ્રમાણમાં હુદાઓ આપવામાં આવતા હતા. એમજ મદરેસાના ઇમ્તેહાનમાં પસાર થએલા વીદ્યાર્થીઓ યુદ્ધકળામાં પ્રવીણ થતા હતા. એવા અનેક કારણો હોવાથીજ ગુલરૂ પોતાની ગુલેરૂખસારનો વિયોગ સહન કરવા તૈયાર થયો હતો.

ગુલેરૂખસાર એક સાધારણ સ્થીતીના પણ આબરૂદાર વિદ્વાન ઉલમાની એકજ પુત્રી હતી. તેનો પિતા તે મહોલ્લાની એક મસજીદનો પેશઇમામ હતો. કે જે મહોલ્લામાં ગુલરૂનો બાપ દીલેરખાં વસ્તો હતો.

ગુલેરૂખસારની માને બેહેસ્તનશીન થવાને પુરા દસ વર્ષ થયાં હતાં પરંતુ ગુલેરૂખસારના સુખનો ખ્યાલ કરી તેના પીતાએ પુર્ન લગ્ન કર્યાં ન હતાં તે ગુલે-રૂખસારને હદથી જ્યાદા ચાહતો હતો. તેના જીવની તે ફકત આધાર ભુત હતી. "ગુલરૂ" ગુલેરૂખસારના બાપનો સાર્ગીદ હતો. અને તે બન્નેના દીલમાં બ-ચપણથીજ સ્વચ્છ પ્રેમના અંકુરો ઉગ્યા હતા. જે વખતના વહેવા સાથે દીલોદીલમાં પ્રેમજળ સીંચન થતાં હાલ પ્રેમવૃક્ષ દ્રઢ બન્યુ હતું બલ્કે પ્રફુલ્લીત થયુ હતું.

જ્યારે ગુલરૂ અને ગુલેરૂખસાર યમુના તટ પર પરસ્પર અફસોસી ઉદગાર ઓચરતા હતા અને અ-ન્યોન્યને આશ્વાસન આપતા હતા ત્યારે સાંજ ગુલરૂ ની માતુશ્રી એકાએક આવી ચઢયાં હતાં. બેગમનો ગુલેરૂખસારપર અત્યંત પ્રેમ હતો. તેમજ હાલ સુધી તેણે આ વાત પ્રસીદ્ધ કરી ન હતી. પણ તેનો પક્કો ઇરાદો હતો અને તે ચાહતી હતી કે ગુલેરૂ-ખસાર ગુલરૂની ભવીષ્યે પત્ની થાય.

આજકાલ દીલ્લી શહેરમાં જોરથી વબાની બી-મારી પ્રસરેલી હોવાથી દીલ્લીવાસીઓ શેહેર છોડી

યમુના નદીને તટે ઝુંપડા બનાવી ત્યાં આવી વસી ર-હયા હતા અને ત્યારેજ બન્ને પ્રેમીયોને યમુના ન-દીને કીનારે ફરવાનો, અને ખુલ્લા દીલ્લે વાતચીત કરવાનો મોકો મળ્યો હતો. તેમજ બેગમ સાહેબા યકાયક ત્યાં આવી ચઢયાં તેનો પણ એજ સબબ હતો કે બેગમ સાહેબ પણ યમુના કીનારે તંબુ ઉભો કરી ત્યાં હાલ રહેતાં હતાં.

પોતાની માતુશ્રીના એકાએક આવી ચઢવાથી તેમજ ગુલેરૂખસારથી વાતચીત કરવાથી ગુલરૂ શર-માયો. ત્યાંથી વિખુટા થતાં ગુલેરૂખસારની નજીકમાં જઇ નિચેનો શેર કહી ચાલતો થયો.

"છુટ જાવે ગમકે હાથોં સે જો નીકલે દમ કહી"
"ખાક ઐસી જીંદગી પર જો હમ કહીં ઔર તુમ કહીં"



# પ્રકરણ ૨ જુ.

## બેગમનુ બેહુશ્તનશીન થવું.

" મરતે હેં આરજુ મેં મરનેકી "
" મોત આતી હે પર નહી આતી "

ગુલરૂ કાનપુરના બાદશાહી મદરેસા યુદ્ધકળાનુ શિક્ષણ લેવા વિદાય થયો હતો. કાનપુર પહોંચ્યા પછી પ્રત્યેક હફ્તામાં ગુલેરૂખસાર તેમજ પોતાની માતુશ્રીને કુશળ પત્ર લખતો હતો. કોઇપણ હફ્તો પત્ર લખ્યા વીના ખાલી જવા ન દેતો. ગુલેરૂખસાર આઠ દીવસમાં એકથી વધુ વખત બેગમ સાહેબને મળવા આવતી અને સંસારીક વ્યવહારીક વાતો કરી બેગમ સાહેબને ખુશ કરતી હતી. ગુલરૂનો પ્રસ્તુત હફ્તામાં આવેલો પત્ર બેગમ સાહેબ ગૂલેરૂખસારને વંચાવતી. અને તે પત્રથી ગૂલેરૂખસાર અને બેગમ સાહેબ સંતોષ પામી વિનોદ કરતાં સમય વ્યતીત કરતાં હતાં.

એક દીવસે મધ્યાન્હનો સમય હતો, બેગમ સાહેબ ગુલરૂના ખ્યાલમાં ચિંતાતુર થઇ રહી છે અને નિયમાનુસાર ગુલેરૂખસાર પાસે બેઠી છે. પણ હમેશાની માફક આજે અન્યોન્ય પ્રસન્ન જણાતાં નથી પણ તેઓની મુખમુદ્રાપર ઉદાસીનતા પ્રસરી રહી છે. બેગમ સાહેબનો ચમકતો ગુલાબી ચેહેરો ઉદા-

સીને લીધે ફીક્કો થઇ ગયો હતો અને તે સુકાઇને તદ્દન શુષ્ક થઇ ગઇ હતી. અન્નજળ લઇ શકતી ન હોતી. રાત દીન તે અશ્રુપાત કરતી હતી. દુર્બળતા અને નીર્બળતાને લીધે પ્રત્યેક અવયવોમાંથી રૂધીર ઉડી ગયું હતું. બેગમ પલંગપર મુર્દાની માફક પડી હતી અને ગુલેરૂખસાર એક ખુરશી ઉપર બેશી કાંઇ વીચાર કરી રહી હતી.

"ગુલેરૂખસાર" બેગમ સાહેબે કહ્યું.

"માતુશ્રી શો હુકમ છે?" ગુલેરૂખસારે ઇન્તેજારીથી સવાલ કર્યો.

"પુત્રી, આજે તું ચુપ કેમ છે?" બેગમે કહ્યું.

"શું કહું; માતુશ્રી!" આપની નાદુરસ્ત તબી યત જોઇ હું ઘણીજ ફીકરમંદ છું. આજથી બે માસ પહેલા આપની તબીયત ઘણીજ નરમ હતી, આપ તદ્દન તંદુરસ્ત હતાં પણ થોડા દીવસની અંદર ખુદા જાણે આપને શું થઇ ગયું તે હું સમજી શકતી નથી."

"પુત્રી!" બેગમે સહજ હસતાં કહ્યું "રાજ્ય ક્ષમા અથવા ક્ષયનું દરદ મને ઘણા દીવસ થયાં લાગુ થયું છે. વૈદ્યો, હકીમો અને શરીર શાસ્ત્રીઓના અભીપ્રાય તદ્દન નીરાશી ઉપજાવનારા છે. બસ! હવે હું આ દુનીયામાં માત્ર બે ચાર રોજની મેહમાન છું.

મને મોતનો ડર નથી યા મરવાથી રંજ નથી પણ રંજ છે યા કોઇ ઉમેદ છે, યા દીલગીરી છે તો એજ છે કે મરતી વખતે મ્હારા વહાલા પુત્ર ગુલરૂને તેમજ ગુલરૂના પીતા અથવા મ્હારા વફાદાર ખાવીંદને હું જોઈ શકી નહી."

"બચાવે ખુદા એવી વાતો ન કરો એવી વાતો સાંભળવા, સહન કરવાની મારામાં તાકાત નથી." ગુલેરૂખસારે ઉજરખ્વાહીથી માંગો લીધુ અને કહ્યું કે "તમારી જગાએ યા તમારે બદલે તમારા શત્રુઓ મરે કે જેઓ ઇર્ષાને લીધે આપને જોઇ શકતા ન હોય!"

"નહી પુત્રી! હવે બચવાની અને તંદુરસ્ત થવાની કોઇ સુરત યા કોઇ ઉપાયજ નથી!" બેગમે નિશ્વાસ નાંખતા કહ્યું.

"અગર ખુદાપાક ચાહે. તો બે ચાર દીવસમાં આપનું સ્વાસ્થય સ્વસ્થ થઈ જશે." ગુલેરૂખસારે શુદ્ધ ભાવનાથી દીલાસો આપ્યો.

પોતાના દીલને તસલ્લી આપવા અલબત તું એવું અનુમાન કરી શકે" બેગમ સાહેબે સહજ હસતાં કહ્યું "પણ મારૂ સ્વાસ્થય સુધરવું અશક્ય છે.

શેહનશાહ અકબરના ખાસ અનુભવી હકીમે ગુલ્લરના પીતાને બોલાવવા કાસદને મોકલ્યો છે અને તને સાફ સાફ કહ્યું છે કે ખુદા પાકને મંજુર હોય તોજ એક હફતો ગુજરી શકે. ખેર એક રોજ મરવું તો છેજ. દુનીયામાં કોઇ રહ્યું નથી. અને રેહશે પણ નહી. માટે મરવાથી શા માટે ડરવું જોઇયે યા અફસોસ કરવો જોઇએ? પણ એક બીજી તમન્ના મારા દીલમાં અપુર્ણ રહી જાય છે અને તેના માટે હું ખરેખર મરતી નથી તેમ જીવતી પણ નથી." ખરેખર એક કવી કહે છે કે,

" મરતે હું આરઝુમેમરનેકી "
" મૌત આતીહેં પરનહી આતી"

"વાહ? હવે એવી વાતો જવા દે" બેગમે કહ્યું "અને એક વાતનો વાયદો કર?"

"માતુશ્રી હું આપની દાસી છું. આપની ઇચ્છા આજ્ઞા હું શીરો ચસ્મથી સ્વીકારીશ. હું હાજર છું" ગુલેરૂખસારે ખરા અંતઃકરણથી પ્રત્યુતર આપ્યો.

"તુ મહારી વહાલી પુત્રી છો. મરતી વખતે મારી એક આજ્ઞા કબુલ કર? કે મારી છાતીપરનો બ્રહ્માંડનો બોજો ઉતરી જાય" બેગમ સાહેબે કહ્યું.

"ફરમાવો ! માતુશ્રી આપની આજ્ઞા શી છે ?," ગુલેરૂખસારે અદબથી સવાલ કર્યો.

"ચાર માસ પછી ગુલરૂ અહીં આવશે" બેગમે કહ્યું

"જીહા ? તે પેહલાં તે કોઇ પણ પ્રકારે આવી-શકે નહી" ગુલેરૂખસારે અંગીકાર કર્યો.

"મદ્રેસાના કાનુન અત્યંત સખ્ત છે" બેગમે કહ્યું

"કાનુનની માફક તેનું તે પહેલા આવવું ગેર મુમકીન છે. પરીક્ષા ચાર મહીના પછી લેવાશે અગર તે પેહલાં તે આવે તો તેની તમામ મહેનત બરબાદ જાય અને ફરી તે મદ્રેસાની સનદ પણ પ્રાપ્ત કરી શકે નહી."

અત્યંત સખત કાનુનોએ એક તરેહનો જુલ્મ ગ-ણાય !" ગુલેરૂખસારે કહ્યું

"હા. પુત્રી બાદશાહના ફરમાનોજ એવા છે" બેગમે ઉતર દીધો.

"માતુશ્રી મને શો હુકમ છે. ?" ગુલેરૂખસારે માંગી લીધું

"ગુલેરૂખસાર, તને તે વખત યાદ છે ?" બેગમે પુછ્યું.

"કયો વખત? માતુશ્રી" ગુલેરૂખસારે જાણવા માંગ્યું

"લગભગ દેઢ વર્ષ થવા આવ્યું કે જ્યારે ગુલરૂ આપણુથી જુદો થયો હતો." બેગમે ઉતર આપ્યો.

"ખુબ યાદ છે. ભલા એ અમુલ્ય અને યાદગાર તકને હું ભુલી શકું?"

"ત્યારે તને તો એ કરાર પણ યાદ હશે. તેં વાયદો કરેલ છે કે હું તમારી પુત્રી થઇને રહીશ" બેગમે યાદ આપી.

"જીહા, માતુશ્રી તે પણ યાદ છે" ગુલેરૂખસારે પોતાના વાયદાનો સ્વીકાર કર્યો.

" વારૂ ત્યારે હવે વચન આપ, અને મારી મહાકાંક્ષા પુર્ણ કર. મહારી વહાલી પુત્રી હું ઇચ્છું છુ કે તહારી શાદી ગુલરૂથી થાય, ગુલરૂ અને ગુલેરૂખસારનુ જોડુ અત્યંત સુખી અને સલામત રહે. પુત્રી તું મને ગુલરૂથી શાદી કરવાની અને ગુલરૂને સુખી કરવાની મહારી છેલ્લી ઘડીએ ખાત્રી આપ ! અને પ્રતિજ્ઞા લે કે બાદશાહનું માગુ આવે તો પણ તેનો અસ્વીકાર કરી માત્ર ગુલરૂનેજ વફાદાર રહી શાદી કરી સુખો થવુ અને સુખી કરવો" બેગમે ખુલ્લા દીલથી ગુલેરૂખસારને પોતાની અભીલાષા જણાવી.

બેગમ સાહેબની અભિલાષા જાણી ગુલેરૂખસાર શરમંદગીથી નીચે જોઇ ચૂપ બેશી રહી હયાને ખાતર પ્રત્યુત્તર આપવાને બદલે પોતાની રસીલી આંખો જમીન તરફ નીચે ઢરી લઇ પોતાનો સુંદર ચેહરો વક્ષઃસ્થળ વચ્ચે છુપાવી વીચાર સાગરમાં ગર્ક થતી જતી હતી.

બેગમ સાહેબ ગુલેરૂખસારની સ્થીતી પામી ગઇ. વીચારસાગરમાં ગર્ક થતી અટકાવવા તેમજ સુસલાહથી યોગ્ય રાહપર લાવી મુકવા બેગમે વાત છેડી.

" ગુલેરૂખસાર હવે મારી તબીયત તને ચીંતા ઉપજાવનારી થતી જાય છે. મારી શુધ્ધી બુધ્ધી મંદ થતી જાય છે. શ્વાસો શ્વાસની ગતી અટકી પડવાની હું ઘડી બે ઘડીનાં ગણી રાખું છું બલ્કે મને ભય છે કે તું પ્રત્યુત્તર આપવામાં વિલંબ કરીશ તો મારી દીલની આશા દીલમાંજ રહી જશે. માટે શર્મ અને હયાના પડદાને બાલાએ તાક રાખી મ્હારી વહાલી પુત્રી તુ જલ્દી ખાત્રી આપ "

માહરા માતુશ્રી ! તે, આલીખાનદાન અને અમીરના સુપુત્ર છે. અને હું એક સાધારણ મનુષ્યની પુત્રી છું ભલા મારી અને તેની બરોબરી

કેમ થઇ શકે? તે કયાં? અને હું કયાં?" ગુલેરૂખસારે સાફ દીલથી કહ્યું.

"નહી પુત્રી, એ વાત તદ્દન ગલત અને બે બુનીયાત છે"બેગમે સદયારો આપ્યો "ગરીબી અમીરી તો એક કીસમતનો ખેલ છે. તેથી શું મનુષ્ય નહાનુ યા મહેડું ગણી શકાય કે? ખચીતજ નહી. ગરીબ અને અમીર એ સર્વ ખુદાપાકની નજીક સમાન છે. અને વિદ્વાન પુરૂષો પણ ગરીબ અમીરને સમાનજ સમજે છે. સમજુ અને વીચારવંત પુરૂષો ગરીબી અમીરીની દરકાર કરતા નથી તે છતાં તારૂ હુસ્ન ત હારા ગુણનું સુક્ષમ અવલોકન કરતાં હુ કહી શકુ કે તું શહેનશાહની બેગમ થવાને તદ્દન યોગ્ય છો" બેગ- મે ગુલેરૂખસારને સ્વચ્છ દીલથી ખાત્રી આપી.

"પણ આપના સાહેબજાદાને" ગુલેરૂખસાર વાત કરવા જતી હતી પણ બેગમે તેને અટકાવી અને કહ્યું.

"ગુલેરૂખસાર, શામાટે જરૂરત અને કારણ વી- નાની દલીલો રજુ કરી વખતને જાયા કરે છે? ગુ- લરૂ તહારી પાસે શાદીની દરખાસ્ત કરશે."

"ત્યારે માતુશ્રી ગ...ને પણ...ક...ઇ...ઉ...જ ર નથી" ગુલેરૂખસારે અચકાતા શરમાતા અટકી અ-

ટકી વાકય પુરૂ કર્યું. "અંતિમે ઉમેર્યું કે અમ્માજાન હું આપની તેમજ આપના સાહેબજાદાની દાસી છું. શાહજાદાને સુખી કરવા બાઉમ્ર હું પ્રયત્ન કરતી રહીશ"

"સોસન ? સોસન ? જરા સોસનને બોલાવો, શું તેપણુ મહારો પેહલ મરી ગઇ છે ?

'શું હુકમ છે ? હુજુર" પલંગ પાસે આવી સોસને બેગમ સાહેબને પૂછ્યું.

'કુરાન શરીફ લઇ આવો" બેગમે હુકમ કર્યો.

"જો ઇરશાદ" સોસન કુરાન શરીફ લેવા અંદર ગઇ અને ત્વરાથી કુરાન શરીફ લઇ બેગમ સાહેબ પાસે આવી.

"અમ્માજાન ! કુરાન શરીફ સોસન લઇ આવી છે" ગુલેરૂખસારે કહ્યું.

બેગમે આસ્તે પડખું બદલી આગ્રહથી કહ્યું.

"ગુલેરૂખસાર કુરાન શરીફ હાથમાં લઇ ફરી વાયદો કર," બેગમે સકાંતની હાલતમાં ફરી આગ્રહથી કહ્યું

"હું સાચા દીલથી ઇકરાર કરૂં છું કે બાઉમ્ર ગુલરૂને વફાદાર રહીશ" ગુલેરૂખસારે કુરાન શરીફ હાથમાં લઇ વચન આપ્યું.

" વારૂ હવે બીજુ વચન આપ કે મારા દંત્તો-

કાલ પછી જ્યારે તમારી શાદી થાય ત્યારે મારી કબર ઉપર તમો બન્ને આવી દરૂદ ફાતેહા પઢી ફુલોના તુરા અને એક બનારસી ગીલાફ ચઢાવવો"

"હું દીલોજાનથી વાયદો કરૂં છું કે, ખુદા પાકને મંજુર છે અને અમારી શાદી થતાં સુધી અમો હયાત રહ્યાં તો આપની કબર ઉપર ઇનશા અલ્લાહ ફાતેહા પઢી ફુલોના તરા અને બનારસી ગીલાફ ચઢાવશુ." ગુલેરૂખસારે ખાત્રી આપી.

"બસ હવે હું ચેયનથી મરીશ" બેગમે કહ્યું.

"બરાયે ખુદા એવા કલામ બોલો નહી!"

"ગુલરૂ આવ્યો? અરે નહી, એતો ગુલરૂના પિતા છે; અરે નહી, એતો ગુલરૂ, ગુલરૂનો પિતા બન્ને છે. ગુલેરૂખસાર તારા ભવિષ્યના પતિ અને સસરા આવ્યા છે. તારા વચનથી તેને વાકેફ કર?"

"અમ્માજાન! તમે એમ બકવા ન કરો! શાન્ત રહો! મને ધીરજ આપે તેમ કોણ છે? તમારે દ્રઢ રહેવું જોઇએ" ગુલેરૂખસારે બેગમ સાહેબને બકતી અટકાવવા પયત્ન કર્યો.

"નહી, હું બકતી નથી" બેગમે કહ્યું "એ રહ્યા ગુલરૂ."

"કયાં છે ?"

"તહારી ગોદમાં. તુ એની ગોદમાં. એ તારી ગોદમાં, તું તું તું એ એ એ ગોદ ગોદ ગોદમા.

બેગમ સાહેબને સન્નિપાત જવર ચઢગો. તેણે આગળ ચલાવ્યું "મીયાજીયે મહોર મુકરર કરી. ગુલરૂએ ગુલેરૂખસારને કબુલ કબુલ કર્યા, ગુલરૂ, તું મહોર નગદ લઇ લે, તું જેવર બનાવ. ગુલરૂ તું સુખી રહે ગુલેરૂખસાર તું સ્વર્ગમાં પણુ ગૂલરૂને સુખી કરજે" ઇત્યાદી.

"અમ્માજાન ? આ સમય કલમો પઢવાનો છે" ગુલેરૂખસારે યાદ આપી.

"અશહદો અલ્લા ઇલાહા ઇલિલ્લા હો." અટકી પડી.

"કલમો સંપુર્ણ પઢો, ગુલેરૂખસારે ફરી કહ્યું.

બેગમ સાહેબની જબાન તંગ થતી જવાથી બોલવા અશકત થઇ પડી હતી. ફરી ગુલેરૂખસારે યાદ આપી ત્યારે મહામહેનતે કલમો પઢી લા...ઇ ...લા...હા...ઇ...લ...લ્લા...હો...મુહમદ...ર...ર સુ...લી...લ્લાહે. કલમો પુરો થતાંજ પ્રાણુપક્ષી ઉડી ગયુ. યાને બેગમ બેહેસ્તનશીન થઇ.

"ગુલેરૂખસાર ! ગુલેરૂખસાર !" સોસને કહ્યું. "બેગમ સાહેબના હાથ પગ અને પ્રત્યેક અવયવો સીધા કરો અને અવલમંજલની તજવીજ કરો. બેગમ સાહેબ બેહેસ્ત નશીન થઇ ગયાં."

"હેં ! હેં !" ગુલેરૂખસારે ભયભિત થઇ જતાં પુછ્યું અને ખાતરી થતાં પછી "કાલુ ઇંન્નાલીલ્લા વઇંન્ના ઇલેહે રાજેઉન".

ગુલેરૂખસાર રૂદન કરવા લાગી રડવાના અવાજથી સગા સ્નેહીઓ તેમજ મહોલ્લાના સ્ત્રી પુરૂષો આવી પહોચ્યાં. અને ગુલેરૂખસારને આશ્વાસન આપવા તથા બેગમ સાહેબને વિધી પુરવક દફન કરવાના કામમાં મશગુલ થયાં.



# પ્રકરણ ૩ જું.

## ગમગીન ગુલશ.

"કોન મરતા હે કીસી કે વાસ્તે"
"હે યે સારે જીતે જી કે વાસ્તે."

પ્રિયવાંચક વર્ગ જે સમયની આ વાર્તા લખવામાં આવી છે તે સમયે રેલવે, ટ્રામ્વે યા મોટરકાર ન હતી કે કલાક બેકલાકમાં મનુષ્ય આઠશેના માઇલો મુસાફરી કરી શકે. તે વખતે મુસાફરી કરવી બહુજ મુશકેલ હતી. ઘોડા, ઉંટ અને બેલગાડી ઇત્યાદી વાહનો હતાં.

બેગમ સાહેબના ઇન્તેકાલ પછી તેના પતિ અર્થાત ગુલશના વાલીદ દીલેરખાં, ફોજની સાથે દીલ્લી વાપસ આવ્યો જયારે તેણે પોતાની પ્યારી બેગમના મરણ સમાચાર સાંભળ્યા ત્યારે તેને ઘણી અફસોસી થઇ, ઘણા દીવસો શોકમાં પસાર થયા અને હમેશાં બેગમની કબર ઉપર જઇ રોયા કરતો અને કહેતો કે

"કોન મરતાહે કીસી કે વાસ્તે"
"હે યે સારે જીતે જી કે વાસ્તે"

દીલેરખાંના દોસ્ત આશનાઓએ તેને હીમ્મત અને આશ્વાસન આપ્યું, ત્યારે ઘણા દીવસો બાદ તેનો ગમ કમી થયો પરંતુ પ્યારી બેગમના શોકમાં તે શરીરે દુર્બળ ને ક્ષીણુ થયો તેમજ તેનું સ્વાસ્થય બગડતુ ચાલ્યુ.

જ્યારે ગુલરૂએ પોતાની માતુશ્રીના મરણુ સમાચાર સાંભળ્યા ત્યારે તેને પણુ ત્યાં અત્યંત રંજ થયો, તે હર હમેશાં અશ્રુપાત કરતો. રોતાં રોતાં તેની આંખોને ધક્કો પહોંચી. તેણે મદરેસાના પ્રધાન અધ્યાપક પાસે વતન જવાની રજા માંગી પરંતુ મદરેસાના નીયમ એવા સખ્ત હતા કે તેની અરજ ના મંજુર થઇ અને રજા મળી નહિ. ગુલરૂને પોતાની માતા પર અત્યંત પ્રેમ હતો. અગર જો તેની પાસે કાંઇ ઉપાય યા યુકતી હોત યા પાંખો હોત તો તે ઉડીને પોતાને વતન પહોંચતે; પરંતુ લાઇલાજ અને લાચાર હતો. રજા ન મળવાથી અને વતન જવાની ઉમેદ બર ન આવવાથી તે અત્યંત ગભરાયો, ચિંતા અને અફસોસીમાં વખત વ્યતીત કરવા લાગ્યો તેનું

પરીણામ એ આવ્યું કે તેની તબીયત બગડી તેના અંતઃકરણપર દીલગીરીનું એવું દબાણ થયું હતું કે ગુલરૂને બદલે બીજું માનવી હોત તો અવશ્ય તેનો દેહાન્ત થતે પરંતુ ગુલરૂ અત્યંત હીમ્મતવાન ને બળવાન હતો એટલે તે દીલગીરી આદી માનસીક વ્યાધીનો તાબ પકડી શકયો. તવક્લ કરી તેણે હીમ્મતથી કલાકો, ઘડી, પહોર, અને દીવસો ગણી ગણી બીજા ચાર મહીના પસાર કર્યા. જ્યારે એ વર્ષ પુર્ણ થયાં ત્યારે મદરેસાની નીયમાનુસાર પરીક્ષા શરૂ થઇ. પરીક્ષામાં એ માન સહીત પસાર થયો અને આલાદરજ્જાની સનદ પ્રાપ્ત કરી કાનપુરથી વિદાય થયો. પીંજરામાં પુરાયલા પક્ષીને નાહસવાને મોકો મળે તો જેમ ત્વરાથી ઉડી જાય તેમ ગુલરૂ કાનપુરના મદરેસામાંથી નીકળી ત્વરાથી દીલ્લી તરફ ચાલતો થયો.

કેટલાક દીવસો પછી દીલ્લી આવી પહોંચ્યો, પોતાને ઘેર આવી તેના પીતા દીલેરખાને આલિંગન આપતાં રડી પડયો. પિતા પુત્રને કે પુત્ર પિતાને આશ્વાસન આપી શકે તેમ ન હતું. બન્નેની સ્થીતી સમાન હતી. રડી રડી વિખુટા પડયા ત્યારે દીલેરખાંએ ગુલરૂને તેની માતુશ્રીની કબર પર ફાતેહા પઢવા

જવાની આજ્ઞા આપી. ગુલરૂ કબ્રસ્તાનમાં જઇ પોતાની માતુશ્રીની કબરપર ફાતેહા પઢયો અને પછી જારોજાર રોવા લાગ્યો. ગુલરૂનું રડવું હૃદય ભેદક હતું. એ સમયના કરૂણા રસીક દેખાવનું ચિત્ર આપવા અમારી બીન અનુભવી અને અદના કલમ અશકત છે.

ગુલરૂ ઘણીવાર સુધી રોતો રહયો પોતાની પ્રય માતુશ્રી પાસે અર્જ ઇલતીજા કરતો રડયો અને પોતાની માતુશ્રીનો એકજ શબ્દ, ફકત અવાજજ સાંભળવા અધીરા બન્યો પણ અશકય અને અસંભવિત આશા શી રીતે પુર્ણ થઇ શકે? મૈયતોનામાં બોલવાની શકતી ખુદા પાકે રહેવા દીધી હોત તો અલબત ગુલરૂની માતા ગુલરૂને આશ્વાસન આપતો પણ અંતે તે તદન નાઉમેદ થયો તે છતાં કબર પરથી ખસ્યો નહિ. રાત્રી થવા છતાં ગુલરૂ ઘેર ન આવતાં દીલેરખાના માણસો તેની તપાસમાં નીકળ્યાં તેને શોધતા શોધતા કેટલાક માણસો કબ્રસ્તાનમાં આવી પહોંચ્યા તેઓ ગુલરૂને સમજાવી રીઝાવી આશ્વાસન આપી ઘેર લઇ ગયા.

ગુલરૂનુ દુઃખ કાનપુરમાં જરા કમી થયુ હતું પરંતુ ઘેર આવવાથી તેનુ દુઃખ કમી થવાને બદલે ઉલટુ વધી ગયું. તે બેકરાર અને બેચેન રહેવા લાગ્યો ત્યાં સુધી કે તેની પ્યારી ભવિષ્યની પત્ની ગુલેરૂખસારને મળવા પણ ન ગયો.

ગુલરૂ ગુલેરૂખસારને મળવા ગયેલો ન હોવાથી ગુલેરૂખસારને ઘણું દર્દ થયું બલકે તે નવા નવા અનુમાન કરવા લાગી.

પંદર દીવસ પછી એકાએક ગુલરૂને ગુલેરૂખસારનુ સ્મરણ થયુ.

"ફીર કીસીકી યાદને દીલહી દીલો ચુટકી ભરી"
"બુજ ગઇથી આગ લેકીન ફીર યકાયક જલ ગઇ"

તુરતજ વસ્ત્ર ધારણ કરી ગુલરૂ મોલવી સાહેબને ઘેર ગયો. બન્ને પ્રેમી પ્રાણીયોના સુભાગ્યે મોલવી સાહેબ ઘેર ન હતા.

હાલમાં ગુલેરૂખસારનું વય ૧૬ વર્ષનું હતું તે તેની જાદુભરી દ્રષ્ટી તેના ધનુષ્ય સમાન નેત્ર, વિશાળ ગાત્ર, ગોરા ગુલાબી રૂખસાર ક્રાંતી બિંદુ સમાન દાંત, ખરેખર તે પરસ્તાનની પરી, ઇંદ્રનો અપ્સરા, રંભારતી ઉર્વસીથી પણ અત્યંત ખુબસુરત જણાતી

હતી. તેની શ્યામ જુલ્ફો, ચહેરાની સુંદરતા ગુલરને આકર્ષવા પુરતા હતી.

"જુલ્ફે પુર પેચકો ઇસતરાહ સંવારા ન કરો"
"જી સે મારો મગર ઇસ મારસે મારા ન કરો"

બે વર્ષના અંતરમાં ગુલેરૂખસારના સૌંદર્યમાં બેહદ ફેર પડયો હતો. ગુલેરૂખસારે ગુલરથી આંખો મીલાવી અન્યોન્યને પરોક્ષ સ્પર્શ થતાંજ ગુલરપર વીજળી પડી હોય તેમ અનુભવવા લાગ્યો. ગુલર શૈદા થયો. તેનું અંતઃકરણ પ્રેમ કટાક્ષથી જખમી થયુ તેને ઘડી ઘડી શેર યાદ આવતો અને તે મનમાંજ કેહતો હતો કે

"નાવકે નાજસે મુશકેલ હે બચાના દીલકા"
"દર્દ ઉઠ ઉઠ કે બનાતા હે ઠીકાના દીલકા"

માત્ર આ વાર્તાના નાયક ગુલરની હાલત તેવી થઇ હતી તેમ નહતુ પરંતુ ગુલેરૂખસારના સ્વચ્છ અને પારદર્શક અંતઃકરણપર ગુલરના લલિત વદને અને મનોરંજક વિનોદી અસર કરી સ્નેહ બીજ રોપાવી એક નુતન પ્રકારની પુષ્પ લતા ઉત્પન કરાવી પરંતુ એ લતાના કમળ પુષ્પની ખુશબો ગુલર સુધી પહોંચી શકી નહી.

જ્યારે અન્યોન્યે મળી ભેટી આસન લીધાં ત્યારે એકાએક અન્યોન્યને ગુલરૂની મૃત માતાનું સ્મરણ થયું. બેગમ સાહેબની વત્સલતાને પુનઃ યાદ કરી બન્ને પ્રેમીયો ઘણી વાર સુધી રડ્યાં. ગુલેરૂખસારને તેમજ ગુલરૂને એક વૃદ્ધ દાસીએ અત્યંત દીલાસો આપ્યો ત્યારે શાન્ત થયા અને વાતનો પ્રારંભ કર્યો.

'આપ દીલ્હી કયારે આવ્યા?'' ગૂલેરૂખસારે પ્રશ્ન કર્યો.

"અહીં આવ્યાને લગભગ પંદર દીવસ થયા હશે"

"ત્યારે ઘણા દીવસો થયા પરંતુ આ દાસી શા માટે યાદ આવે? હું ધારૂ છું કે આજે રસ્તો ભુલ્યા હશો યા અકસમાત અહીં આવી ચઢયા હશો." ગુલેરૂખસારે કહ્યું.

"માફ કરો, ગુલેરૂખસાર, માતુશ્રીના ગમે મને શુદ્ધ બુદ્ધ વીનાનો પાગલ કરી મેલ્યો.

"આપે મારી શું કસુર કરી છે કે આપ માફી માગો છો! હું આપની દાસી છુ, વીવેકને હું યોગ્ય નથી." ગુલેરૂખસારે પ્રસન્ન વદને કહ્યું.

"ગૂલેરૂખસાર? માતુશ્રી! ઇન્તેકાલથી મારૂ દીલ તદ્દન મુડદાર બની ગયું છે રહી રહીને તેમની વત્સ-

સ્તા યાદ થતાં અંતઃકરણ વીધાઇ જાય છે હવે હું હયાનો ત્યાગ કરી બેશર્મે થઇ કહું છું કે જો તું મને હૈયાત અને તદુરસ્ત જોવા ચાહતી હો તો મારાથી શાદી કરી મને પ્રાણદાન આપ!"

"વહ! કેવી વાતો કરો છો! મશકરીની પણ હદ હોવી જોઇએ ગુલેરૂખસારે શરમાતાં દમાતાં કહ્યું.

"ગુલેરૂખસાર? હું મશકરી કરતો નથી. મારો વીનોદી સ્વભાવ તુરતને માટે તો મરણ પામ્યો હોય એમ માનુ છું. હું આજે મારો ઇરાદો જાહેર કરવા આવ્યો છું હવે મારી વાતનો હકારમાં પ્રત્યુત્તર આપ!" ગુલરૂએ પ્રશ્ન કર્યો.

"વારૂ તમારા અંતઃકરણમાં મારા માટે જગ્યા હોય, મને ઇજત આપવા ચાહતા હો તો તમો મારા વાલીદને કહો. એ બાબતમાં હું શું કહી શકું?" ગુલેરૂખસારે સત્ય વાત કહી.

"પ્રથમ હું તનેજ પુછવા ચાહુ છુ. તહારી સમંતી વીના હું તમારા વાલીદ પાસે વાત કરવાનું સાહસ કરી શકુ નહી. તહારો ઇરાદો શું છે? તે મારે જાણવું જોઇએ કારણ તું ફુલ છો હું કંટક છું, હું જરક છુ તું મેહતાબ છો પણ......

"માના કે મે હું જરેહ તું માહે અનવરી હે"
"પર કામમે હું કામી તો જરહ પરવરી હે"

"એ શેર તો મારે બોલવો જોઇયે" ગુલેરૂખ સારેજ કહ્યું. "કારણ કે આપ અમીરજાદા અને હું એક સાધારણ કન્યા છું."

"જેમ કહો તેમ!" ગુલરૂએ કહ્યું "મારી જીંદગીનો આધાર તમારા પ્રત્યુતર અથવા "હાકાર" પર લટકે છે ખરેખર હું યુવાવસ્થામાંજ મારી જીંદગીથી કંટાળી ગયો છું.

"મરતે હે આરઝુમે મરનેકી"
"મૌત આતી હે પર નહી આતી"

"માફ કરો ગુલરૂ!" વખતો વખત શોકાકાર ઓચરો નહી "ગુલેરૂખસારે દીલાસો આપ્યો. "મને આપ આપની દાસી સમજો."

ગુલરૂ આનંદમાં મસ્ત અને ખુશી થતાં કઇ કહેવા જતો હતો. તેના ચેહરાપર ગુલેરૂખસારના "હાકાર"થી ઉદાસીને બદલે ખુશાલી પ્રગટી નીકળી હતી પણ તે કંઇ કહી શકયો નહી. કારણ કે તેની એકાએક ગુલેરૂખસારના પીતા પર દૃષ્ટી પડી. મોલવી સાહેબ બાહેરથી ઘેર આવી ચઢયા એટલે પ્રેમીઓને વિશેષ

વાતચીતનો પ્રસંગ ન રહયો. ગુલરૂએ મોલવી સાહેબને બાઅદબ તાઅજીમ કરી મોલવી સાહેબે ગૂલરૂને તેની માતુશ્રીના ગમ માટે આશ્વાસન આપ્યું અને કાનપુરના બાદશાહી ફોજી મદરેસાના શિક્ષણ ક્રમ માટે કેટલાક પ્રશ્નો કરી ખુલાસો મેળવ્યો. કેટલીક વાત ચીત થયા બાદ ગુલરૂએ મોલવી સાહેબને કહ્યું.

"આપથી હું એકાંતમાં એક અગત્યની અરજ કરવા ચાહું છું" ગુલરૂએ મોલવી સાહેબને કહ્યું.

"વારૂ બેઠકમાં ચાલો" અને તુરતજ બને બેઠકમાં ગયા આસનો ગોઠવાયા બાદ ગુલરૂએ કહયું.

"ગુસ્તાખી બેઅદબી, કૃપા દ્રષ્ટીથી માફ કરશો. કારણ હું જે કેહવા ચાહું છું તે નહાનું અનેમાં મોટી વાત છે"

"હું અને તમે જુદા નથી. એટલુંજ નહી પણ આપણા વચ્ચે ઉસ્તાદ અને શાર્ગીદનો સંબંધ પણ છે એટલે તમારે શરમાવું યા લીહાજ કરવો ન જોઇયે" મોલવી સાહેબે કહયું.

"ત્યારેજ તો વહન ખુલતુ નથી અને જબાન ઉપડતી નથી. મને આપ આપનો દાસ યા ગુલામ સમજો." ગુલરૂએ માર્મીક ઇસારો કર્યો.

"હું સમજ્યો" મોલવી સાહેબે કહયું. "એમ બનવું મુશકેલ યા ગેરમુમકીન છે"

"કેમ ?" ગુરૂએ નાઉમેદ થતાં સબબ જાણવા પ્રશ્ન કર્યો.

"તમે એક અમીરના પુત્ર છો અને હું સાધારણ માણસ છું શું તમે નથી સાંભળ્યું ?

"દોસ્તી કયા હે ફુલ કાંટેકી."

"જબ સબા આ ગઇ પખડીયા છીદ ગઇ."

"પણ ? મુરબ્બી એક વખત કબુલ કરૂ કે, હું એક દોલતમંદનો પુત્ર છું પણ લક્ષ્મી સ્થિર નથી, આવે છે અને ન્હાસે પણ છે તેનો વિશ્વાસ શું ?

"નકર ગરૂર એ ધની યે તેરી ગફલતહે
કયા ઠીકાના મોંઈ દોલત રહે રહે ન રહે"

"ત્હારૂ કહેવું તદન યથાર્થ છે! મોલવી સાહેબે કહયું" પણ જ્યાં સુધી દોલત રહે છે ત્યાં સુધીના ખ્યાલો તદન જુદા હોય છે. આજે જ્યાં લક્ષ્મી છે ત્યાં ઇઝત છે અને જ્યાં નથી ત્યાં ઇઝત પણ નથી. તું જુવાન છો એટલે દોલતમંદોના વીચારો હજુ તહારામાં પ્રગટી નીકળ્યા નથી પણ તહારે સંપુરણ વીચાર કરવો જોઇએ! તમે કયાં ? અને હું કયાં ?"

ભવિષ્યનો સંપુરણ વીચાર કરી પ્રત્યેક કામ કરનારા-ઓને પાછળથી પશ્ચાતાપ થતો નથી માટે તું ધીરજ ધર અને વીચાર કર !"

'મારે વીચાર કરવાનું તેમજ ભવિષ્યે પશ્ચાતાપ કરવાનું કંઇ પ્રયોજન નથીજ. હું ગુલ્નને હદથો જ્યા દા ચાહું છું તેમજ મારા મૃત માતા પણ ચાહતાં હતાં બલ્કે મારા મ્રત માતાની અંત ઘડીની ઉમેદ હતી કે મારી શાદી ગુલેરૂખસારથી થાય ? હું મારી પોતાની તેમજ મારા મૃત માતાજી ઉમેદ પુર્ણ કરવા ચાહુ છું અને તેનો આપની મહેરબાની, રહેમ અને બહાલી ઉપર આધાર રહે છે'' ગુલરૂએ કહ્યું.

"વારૂ મને મંજુર છે. પણ શાદીનો મુબારક અને માંગળીક પ્રસંગ હું થોડા દીવસો પછી જોવા ચાહુ છું'' મોલવી સાહેબે સધ્ધારો આપતાં કહયું. "મે સાભળ્યું છે કે શહેનશાહ અકબરના ફરમાનથી તમારા પીતાજી ચીતોડગઢ પર હલ્લો લઇ જનારા છે તેમજ મેં એમ પણ સાંભળ્યું છે કે તમે પરિક્ષામાં માનભરી સનદ મેળવેલી હોવાથી આસિસ્ટંટ કમા-ન્ડર ઇનચીફની જગ્યાએ યાને તમારા પીતાની નીચે તમે નીમાશો. એટલે તમારે પણ તમારા પીતાની સાથે

ચીતોડપરની ચઢાઇમાં જવું પડશે માટે તમો સહરફ લડાઇ ફતેહ કરી વાપસ દીલ્હી આવો. ત્યાં સુધી એ વાત મુલતવી રાખવી હું ઉચીત સમજુછું"

"આપની ઇચ્છા જો એમજ હોય તો મને કંઇ હરકત નથી" ગુલરૂ પણ એકમત થયો "પરંતુ મારી તસલ્લીના માટે શાદીની પહેલી રસમ (સગાઇ) હાલમાં થાય તો શાયદ ગુલેરૂખસારના "સુભાગ્યેજ હું ફતેહ મેળવી સહીસલામત વાપસ આવી શકુ"

"અલબત પહેલી રસમ થવીજ જોઇયે. તેમાં મને ઉજ્ર નથી."

"ત્યારે મારા પીતાશ્રીને હું આપની પાસે મોકલીશ" ગુલરૂએ કહયું.

"નહી સીપેહસાલાર સાહેબને તકલીફ દેવાની કંઇ પણ આવશ્યક્તા નથી. હું ખુદ બખુદ તમારે ત્યાં હાજર થઇશ."

"તેમાં તકલીફ શાની' ગુલરૂએ વિવેક કર્યો "આપની સેવામાં હાજર થવામાં મારા પીતા માન સમજશે કારણ આપની માત્ર થોડી ઇનાયતથી મારૂં બગડેલું કીસમત સુધરી જશે" ગુલરૂએ હદ ઉપરાંત છુટ લીધી.

મોલવી સાહેબ ગુલરૂના અખંડ પ્યારનું પ્રમાણુ માપી શકયો.

ગુલરૂ જેવા કેળવાયેલા, બહાદુર અને શરીફ જ માઇ માટે તે પોતાની પુત્રીને તેમજ પોતાને ભાગ્યવંત સમજવા લાગ્યો. કેટલીક વાતચીત કર્યાં પછી ગુલરૂ રૂખસત ચાહી વિદાય થયો.

## પ્રકરણ ૪ થું.

---

### છાવણી.

---

"ન દીનકો ચેન ન રાતકો નીંદ આતી હે"
"તેરા બીમાર પરેશાન નજર આતા હે"

સુર્યોદય થયો હતો પ્રભાતે મનમુગ્ધ કરી સુવાસિત વાયુનો કુદરતી પંખો વાયુ ઢોળી રહ્યો હતો. વૃક્ષ વેલીઓ નમી નમી સુર્યનારાયણને અભિવંદન કરી રહી હોય તેમ દીસતું હતું ભિન્ન ભિન્ન પક્ષિયો મનોહર અને ચીતાકર્ષક શબ્દોથી કલોલ કરી રહયાં હતાં એવા સુંદર અને રંગીયામણા સમય અને સ્થળે

આપણે શહેનશાહ અકબરના વીરસેનાપતી દીલેર·ખાની છાવણીમાં પ્રવેશ કરીએ છીએ કે જે છાવણી ચીતોડગઢની આસપાસ યા નજીકમાં હોવાનું કહેવાતું હતું. સદરહુ છાવણીની અંદર એક સુંદર તંબુમાં ગુલરૂ પોતાની પ્રેમમયી ગુલેરૂખસારનું સ્મરણ કરી રહયો છે. તેનું અંતઃકરણ વિયોગાગ્નિથી ભસ્મ થતું હોય તેમ તેની મુખ મુદ્રા સુચવતી હતી કારણ શાહીની પહેલી રસમ તતકાળ ચીતોડપર હલ્લો લઇ જવાના સબબથી થઇ શકી નહતી તેથી વીશેશ દીલગીર રહેતો ને બકતો કે

"ન દીનકુ ચેન ન રાતકુ નીંદ આતી હે"
"તેરા બીમાર પરેશાન નજર આતા હે"

ગુલરૂ, પ્યારી ગુલેરૂખસારના વિયોગમાં પરેશાન હતો તેવામાં એકાએક તંબુનો પરદો ઉપડયો અને પહેરેગીરે અંદર આવી તાજીમ કરી કહ્યું "ઉમરૂ નામે લગભગ ચૌદ પંદર વર્ષનો એક છોકરો આપ નામદારની હજુરમાં આવવા માગે છે."

પહેરેગીરને સાંભળી ગુલરૂએ વિચાર કર્યો "શું એ મહારાણા પ્રતાપનો જાસુસ હશે? યા કોણ હશે?

આ વિદેશમાં અને જંગલના મેદાનમાં એક અજનબી માનવી ક્યાંથી આવ્યું હશે ?"

ગુલરૂએ વિચાર કરી કહ્યું "તેને અંદર આવવાદો

પહેરેગીર બાહેર ગયો કે તુરતજ ઉમરૂ તંબુની અંદર દાખલ થયો. ગુલરૂએ આશ્ચર્ય દ્રષ્ટિથી ઉમરૂને નીહાળ્યો અને તેના મનમાં તુરતજ ઉમરૂ માટે સારો અભિપ્રાય બંધાયો.

"શું આપ નામદાર સાહેબનું મુબારક નામ ગુલરૂ છે ?" ઉમરૂએ સવિનય પ્રશ્ન કર્યો.

"હા મારૂં નામ ગુલરૂ છે."

"આપ જનરલ દીલેરખાન સાહેબના સાહેબ જાદા છો ? "

"હા. હું તેમનો નાલાયક પુત્ર છું."

"મારે આપથી એકાન્તમાં ખાનગી વાતચીત કરવી છે" ઉમરૂએ કહ્યું.

"તારા અને મારા શિવાય અહી બીજું કોણ છે ? કહે શી વાત છે ? "

"ફકત આપ નામદારથીજ કામ છે. "

"તો કહે કે શું કામ છે ?"

"કોઇએ આપને આ પત્ર આપવા મને મોકલ્યો છે "

"તે કોઇ કોણુ છે ?" પત્ર લઇ ગુલરૂએ પ્રશ્ન કર્યો.

"પત્ર વાંચો " ઉમરૂએ ટુંકમાં પતાવ્યું.

ગુલરૂએ કોઇ ગહન ભેદની ઇન્તેજારી અને અધીરાઇ વચ્ચે લીફાફો ખોલ્યો. સફેદ પત્રમાં કોઇએ સાફ અને સુંદર અક્ષરે નીચે મુજબ લખ્યું હતું.

" જનાબ, આદાબ.

"અગર ફુરસદ મીલીહો ગૈર કી બાતો કે સુનનેસે"
"હમારી બાતભી સુન લીજીયે સરકાર થોડીસી"

" અગર અવકાશ હોય તો માત્ર જુજ વખ-
" તને માટે તસ્દી લેશો. અલબત આ શેહેર આ-
" પના શત્રુઓનું છે પણુ હું આપને ખાત્રી આપુ
" છું કે શત્રુના સ્થળમાં હું આપનો મિત્ર છું. શહેર
" ની બહાર મહારૂં મકાન છે. અચકાવું યા ગભ-
" રાવું નહી. આપના માટે શંકાશીલ થવાનું યા
" ડરવાનું પ્રયોજન નથી. તમને બહાદુર સીપાહી
" સમજી આ પત્ર લખવામાં આવ્યો છે. યોદ્ધા
" અડગ અને નિડર હોય છે એમ લખી આપને
" સતેજ કરવાની કંઇ પણુ આવશ્યકતા નથી છતાં
" પણુ તમે પત્રની પ્રમાણીક તસલ્લીપર વિશ્વાસ

" મુકી શકો નહી યા એક અજનબીને ઘેર જવા
" તૈયાર ન હો તો કોઇ એકાન્ત સ્થળ મુકરર કરો કે
" જ્યાં હું તમારી છુપી મુલાકાત લઇ શકુ
" આપને મળવાનું પ્રયોજન શું છે? તે રૂબરૂ
" કહેવામાં આવશે."

એક મુલાકાતનો ઇન્તેજારનો પત્ર વાંચી ગુલ-રૂએ ઉમરૂને સવાલ કર્યો " આ પત્ર તું કયાંથી લાવ્યો? અને તું કયાં રહે છે?"

" હું કઇ પણ ખુલાસો કરી શકતો નથી. તે માટે આપની માફી ચાહુ છુ." ઉમરૂએ આજીજીથી માગી લીધું.

" હુ મુલાકાત કરવા તૈયાર છું." ગુલરૂએ કહ્યું " સ્થળ અને ટાઇમની તુ ખબર આપી શકશે?"

" જી હા," ઉમરૂએ ઉત્તર આપ્યો " આજે રાત્રીયે લગભગ ૯ વાગ્યે આપ છાવણીની પશ્ચિમે રવાના થજો. લગભગ એક માઇલના ફાસલાપર હું તમને મળીશ અને ત્યારે સ્થળ બતાવીશ પણ આપ ને તનહા આવવું પડશે."

" હું તનહા આવીશ." ગુલરૂએ ખાત્રી આપી.

" ધાસ્તી રાખતા ના," ઉમરૂએ તસલ્લી

આપી " આપ તેનાથી મળશો તો આપને અત્યંત આનંદ થશે."

"ધાસ્તી ? હું સીપાઇ બચ્ચો છુ. સીપાહીયોને ધાસ્તી કોની ? હું ઇચ્છુ છું કે મારૂ શિર કોઇને પણ ઉપયોગી થાય."

" તુમહો દમબાઝતો દમ દેના હે જોહર અપના "
" હમભી પીરતેહેં હથેલી પે લીયે સર અપના "

" જેણે મને અંહી મોકલ્યો છે તેના વિચારમાં પણ આપ તેવાજ બહાદુર છો " ઉમરૂએ કહ્યું " આપના ચહેરાપર જવાં મર્દીના ચીન્હો પ્રગટ દીસાઇ દે છે "

" એટલુ તો કહો કે પત્ર લખનાર કોણ છે ? અથવા સ્ત્રી છે કે પુરૂષ ?

" તે આપને ખુદબખુદ સમસ્ત માલુમ થઇ જશે" ઉંમરૂ ઉતર આપવાના પ્રથમથીજ અખાડા કરતો હતો તેણે કહ્યુ.

" સહજ ખુલાસો તો કર. " ફરી ગુલરૂએ સવાલ કર્યો.

" ફકત એકજ દીવસના માટે એટલી અધીરાઇ ?"

" વારૂ ખુલાસો ન કર. જેવી તારી યા પત્ર

લખનારની ખુશી" નાશીપાસ થઇ ગુલરૂએ નાખતી કરી.

"ત્યારે હવે હું રૂખ્સત ચાહુ છુ" ઉમરૂએ કહ્યું "વચન ભુલી જતા ના. વીર-પુરૂષો વચન ના માટે પ્રાણુ પણુ આપવા ઇનકાર કરતા નથી."

એટલુ કહી ઉમરૂ ચાલતો થયો. ગુલરૂ વિશેષ પરેશાન થયો. એક તરફ આમંત્રણુ કરનારનો ખ્યાલ, બીજી તરફ ઉમરૂનુ સ્વરૂપ અને ચાલાકીથી, ફરી ફરી ગુલરૂ આશ્ચર્ય અને વિચારના વમળમા ગર્ક થતો હતો. આખો દીવસ ગુલરૂ બેચેન રહયો. એક યુગ જેવો એક દીવસ પુરો કર્યો. સુર્યસ્ત થતાં સવાર થઇ છાવણીની પશ્ચિમ તરફ રવાના થયો.



# પ્રકરણ પાંચમું.

## ગુલેરૂખસાર.

" શબે ફુરકતમે સચહે નિંદ આશીકકી ઉચટતીહે "
" ગજબકી રાત હોતીહે બડી મુશ્કીલસે કટતીહે "

સંધ્યાનો સમય હતો તેજ સંધ્યા! કે જેને પ્રેમીયો ચાંહે છે એજ સંધ્યા! જેને કવી લોક જુલ્ફો " ની ઉપમાં આપે છે તેજ સંધ્યા કે જે પ્રેમીયોને સંયોગ કરાવનારી કહેવાય છે તેજ સંન્ધ્યા! કે જેને દુર્ભાગ્ય વીરહીજનો નર્કની અંધકારમય કોટડી સમજે છે તેજ સંધ્યા! કે જે વીરહીજનોને રાત્રીએ બેચેન અને ઉદાસ બનાવે છે.

" શબે ફુરકતમે સચહે નીંદ આશકકી ઉચટતીહે "
" ગજબકી રાત હોતીહે બડી મુશકીલસે કટતીહે "

હા. અત્યારે પણ એજ સંધ્યા. સકોમળ બાળાને સતાવે છે. દીલ્હીની અંદર એક બે મજલાના મકાનની એક સાધારણ કોટડીમાં પલંગપર પડેલા

એક બીમારની એક સુંદરી આગતા સ્વાગતા કરી રહી છે. બીમાર તદન ચુપચાપ પડેલો હતો. અને જ્યારે કઇપણુ સેવા ચાકરીની જરૂરત ન રેહેતી ત્યારે સુંદરી કંઇક વીચારમાં લિન થતી હતી.

સદરહુ સુંદરી બીજી કોઇ પણુ નથી પણુ આપણી આ નહાની વારતાનું મુખ્ય પાત્ર ગુલેરૂખસાર હતી. ગુલરૂ ચીતોડગઢ વીદાય થયાને આઠ મહીના થયા હતા. અને ત્યારથીજ ગુલેરૂખસારનું અંતઃકરણુ વિયોગાગ્નિથી ભસ્મ થતું હતું. એક તરફ ગુલરૂના વિયોગનું દુખ સહન થતું નહતું બીજી તરફ તેના પિતા મોલવી સાહેબ સખ્ત બીમાર થઇ પડયા; તેને સનીપાતજવર પંદર દીવસ થયાં લાગુ પડયો હતો. મેલવી સાહેબનું વય ૬૦ વર્ષનું હતું. વૃધાવસ્થાએ સન્નિપાત જવરની તાબ મોલવી સાહેબ શી રીતે પકડી શકે? તેઓ કેટલાક દીવસ અવાચક રહ્યા. વૈદો હકીમોએ ચીકીત્સા કરી પણુ તેથી કશો લાભ થયો નહી " અમરે ઇલાહી આગળ ઇનસાનનો ઉપાય ઇલાજ શા કામનો? મોલવી સાહેબ હવે ઘડીપળના આ વિશ્વમા મહેમાન હતા.

ગુલેરૂખસારને તેના પિતા શીવાય કોઇ પણુ ન-

જીક યા દુરનું સુખ ન હતું તેની માતા તો તેની નહાની વયમાંજ મરણ પામી હતી. તેના ઘરમાં માત્ર એક બુઢી દાસી શીવાય કોઇ ન હતું એમાં પણ વિશેષ મુશીબતો એ હતી કે મોલવી સાહેબ નિરધન હતા. મોલવી સાહેબની માસીક આમદાની અને ખર્ચ બરાબર હતા. જેમ સીલીકમાં કંઇ ન હતું તેમ મોલવી સાહેબના મૃત્યુ પછી તેની આમદાની પણ બંધ થવાની હતી. એવા અનેક કારણો ગુલેરૂખસારને પીડીત કરતાં હતાં.

ગુલેરૂખસાર શોક સાગરમાં ગોથાં ખાતી હતી. તેવામાં તેની એક સહીયરે ત્યાં આવી પુછ્યું "ગુલે રૂખસાર ! શું વિચાર કરે છે ?"

"અફસોસ છે ! પ્રિય બહેન ! હકીમ સાહેબે પિતાશ્રીનું સ્વારથ સુધરવાની આશા છોડી દીધી છે" ગુલેરૂખસારે કહ્યું.

"ત્યારે ?" સહીયરે પુછ્યું.

" બનવું મીથ્યા થનાર નથી !" ગુલેરૂખસારે કહ્યું.

"તદબીરકા દિલ્લા તું અબસ મુબતેલા હુવા"

"તકદીરકા મીટે નહી હરગીજ લીખા હુવા"

"તકદીર આગળ તદબીર નકામી છે." ગુલેરૂખ-

સારે કહ્યું "મુશીબત મહાન પુરૂષો પર પણ પડેછે. તો મહારી ગુંજાયશ શું ?"

"મુશીબતમે ન દેખ હસરત કીસીકો તું હીકારતસે"
"કે અયસી બદ ઘડી હરએકપર એક બાર શીરતીહે"

તેની સહીયરે દીલાસો આપતાં પ્રશ્ન કર્યો "બીજી કંઇ ખબર છે?

"બીજી શું !

"શું તમને હાલમાં પત્ર મળ્યો નથી ?" સહિયરે આશ્ચર્યથી પ્રશ્ન કર્યો,

"નહી"

"શું તમે ગુલરૂની કુશળતાથી પણ વાકેફ નથી?"

"ખચીતથીજ નહી, કેમ, ખેરીયત તો છે ?

"વાહ ! તમામ શહેરમાં શોર મચી રહયો છે અને તમને લેશ માત્ર પણ ખબર નથી !" સહીયરે કહ્યું.

"કંઇ સમાચાર આપીશ કે માત્ર પ્રશ્ન કરી કરી હેરાનજ કરીશ" ? ગુલેરૂખસારે ધીરજ ખોઇ દઇ કહ્યું

"હું કહી શકતી નથી. મારી જબાન તને દર્દ થાય તે માટે અટકી પડે છે." સહીયરે સમાચાર આપવા ઇનકાર કર્યો.

"બ્હેન ! મ્હારા દુઃખમાં વધારો ન કર ખ-રાયે ખુદા તું સાફ સાફ મને કહે કે જે તેં સાં-ભળ્યું હોય. આ સમયે હું વધારે દુઃખ સહન કરી શકતી નથી." ગુલેરૂખસારે આજીજી અને કાલા વાલાથી માંગી લીધું.

"લે, ત્યારે હું કહું છું." સહીયરે કહ્યું "ચીતોડગઢમાં શાહીફોજ અત્યંત વીરતાથી લડી. અને ફતેહ મેળવી. રાણા પ્રતાપસીંહના કેટલાક માણુસો શાહી ફોજમાં મળી ગયા, રાણા પ્રતાપનો ભાઇ પણ દીલેરખાંથી મળ્યો અને શહેર કબજે કર્યું. શહેર પર ઇસલામી ઝુંડો ઉડતો કરવામાં આવ્યો છે. રાણો નાસી ગયો છે ચીતોડગઢમાં ઇસ્લામનો વિજય થયો છે. બહાદુર ઇસલામીઓની વીરતાના ભણુકારા રાજપુતોને હેબતાવે છે. કેટલીક રાજપુત કન્યાઓએ બહાદુર મુસલમાનોથી લગ્ન કર્યાં છે. આજ કાલ ચીતોડની રજપુત કન્યાઓ મુસલમાનોથી વરવામાં માન સમજે છે. બલકે પોતાને ભાગ્યશાળી સમજે છે. યોધ્ધાઓએ પણ ઉચ્ચકુળની રજપુત કન્યાઓથી શાદી કરી છે અને રાણાની યા તેના ભાઇની એક અત્યંત ખુબસુરત લલીત વદની મનોરમાથી ગુલરૂએ પણ

શાદી કરી લીધી."

"હેં ! ગુલરૂએ શાદી કરી?" ગુલેરૂખસાર લગભ ગ બેહોશી યા હવાસ બાખ્ત થતા પુછ્યું "શું તું કહે છે તે તદન સત્ય છે ? તું દીલ્લગી તો નથી કરતી ?" ગુલેરૂખસારે કહ્યું.

"હું સાંભળી વાત કરૂ છુ" સહીયરે કહ્યું

"અલબત શાદી કરીજ હશે ! મહારાણા પ્રતાપ યા તેના ભાઈની રાજ કન્યાના રૂપ ગુણ ગ્નાનમાં ખામી શું હોય ? એક રાજકન્યાનો અસ્વીકાર કરી એક દુખીયારી, મુફલીસ, નીરાધારને પસંદ કોણ કરે મરદોનો ઇતબારજ શું ?" એ વાતથી ગુલેરૂખસારના અંતઃકરણપર વજઘાત પહોંચ્યો. દુખપર ડહામ થયો. તેનું હૃદય દુખસાગરમાં ડુબી ગયું સહીયર તેના જીગરમાં જવાળા પ્રગટાવી ચાલતી થઇ. તેના ગયા બાદ ગુલેરૂખસારે પોતાના દીલને દીલથી કહ્યું.

"એ ઉસસે કહદે કોઇ ખુદારા કે તેરા આશક
અજાબમેં હે"
તુમ્હે તો ગફલત પૈ નાજ ઇતના અજલકી
શાયદકે ખ્વાબમે હે"

## પ્રકરણ ૬ ઠું.

## ગુલરૂ અને ગુલનાર.

"વોહ આયે ઘર હમારે ખુદાકી કુદરત હે"
"કભી હમ ઉનકો કભી અપનેઘરકો દેખતે હે"

જ્યારે રાત્રીનો અંધકાર પૃથ્વીપર અત્યંતપ્રસરી ગયો ત્યારે ગુલરૂ પોતાના શ્યામ અશ્વપર સવાર થઇ પશ્ચિમ તરફ વિદાય થતો હતો તે આપણે આગળ અનુભવ્યું. છાવણીથી સહજવાર આગળ ચાલ્યો કે એક ઘોડાપર સવાર થયેલો પ્રિય વાંચકોના સહવાસમાં આવેલો "ઉમરૂ" ગુલરૂની દ્રષ્ટિએ પડયો. ગુલરૂ તનહા આવેલો હોવાથી ઉમરૂ ઘણોજ પ્રસન્ન થયો. તેણે બડી ઠસકથી ઘોડાને આગળ લઇ ગુલરૂથી શેકહેન્ડ કરી આગળ ચાલતો થયો. ગુલરૂ તેની પાછળ જતો હતો. ઉમરૂ દેખીતો કમઉમર જણાતો હતો પરંતુ ઘોડાની સ્વારીમાં તે ઘણો કાબીલ હતો. ઘણીજ ત્વરાથી બે માઇલ ચુપકીદીથી પસાર કર્યાં કે અનેક વ્રક્ષો વચ્ચે સુંદર મહેલ તેની દ્રષ્ટિએ પડયો. તેની આગળ હર-

વાજો હતો. દ્વારપર પહોંચતા ઉમરૂએ એક સીટીફૂંકી કે દ્વાર ખુલ્યું અને બંન્ને અંદર દાખલ થયા. અંદર બે પેહેરેગીર સીયાહ લીબાસમાં સજ થયેલા ખોડી હતા. તેઓએ આગળ વધી ઘોડાઓની લગામ પકડી. બન્ને સવારો નીચે ઉતર્યાં અને જરા પેદલ આગળ વધ્યા કે ગુલરૂને અજાયબ પમાડે એવો એક સુંદર બાગ તેની દ્રષ્ટિએ પડયો. બાગની વચે આરાસ્તા કરેલી એક " બારહદરી" દીપી રહી હતી.

" આપ આ બારાહદરીની અંદર પ્રવેશ કરો," ઉમરૂએ કહ્યું.

" તુ પણ ચાલ, "

" મને આગળ વધવાની ઇજાજત નથી "

" અજબ તરાહનો તીલસમાત છે " ગુલરૂએ કહ્યુ "શું મારે હું અંદર એકલો દાખલ થાઉ ? "

" બેશક ! આપ અંદર પ્રવેશ કરો, વિચારવાનું યા ડરવાનું આપને પ્રયોજનજ નથી " ઉમરૂએ દીલાસો આપ્યો. ગુલરૂ પોતાની અજાયબી વચ્ચે સહરહ્ "બારહદરી" ની અંદર દાખલ થયો. અંદર એક ઘણુજ આરાસ્તા કરેલ મકાન હતું. દીવાલોપર તરેહવાર રેશમી પરદા લટકાવેલા હતા. મ્હોટી સાઇઝનો એકેક ગ્લાસ એકેક દીવારમાં જડેલ હોવાથી

જોનારને ચોતરફ શણગારેલા મકાનો હોય તેમ દીસતુ હતું. એકજ સુંદરીના અનેક પીકચરો તરેહવાર ફ્રેમમાં જડેલાં દીવારોપર નજરે પડતાં હતાં. એક ફુલ સાઇઝનું પિકચર હાથમાં વરમાળા લઇ હસતે ચેહરે પોતાના પ્રિયપતીને પહેરાવવા ખોટી હોય તેવું કોઇ અનુભવી ચીતારાની કરેલ પીછીથી ચીતારેલુ બેઠકની સામેજ ગોઠવ્યું હતું. ગુલરૂ જુવે શું ? અથવા ન જુવે શું ? આખી ઇમારતમાં જ્યાં અને ત્યાં એકજ સુદરીના પીકચરો ગોઠવવાનું પ્રયોજન શું હશે. તે તે સમજી શકયો નહી, તેમજ સમજવાની કોશીશ પણ કરવાની તેની પાસે તક ન હતી. તે તો માત્ર પિકચર ઓળખવાની ચતુરાઇ અને સુદરીની ખુબસુરતી જોઇ દીગમુઢ બની ગયો " શું ? આવી સુંદરી આ વિશ્વમાં હશે ? શું આ પિકચર વાસ્તવિક હશે ? નહીંજ. હું ધારૂ છુ કે આ કલપીત ચિત્ર છે બેહસ્તની હુરનું માત્ર બનાવટી ચીત્ર છે. મનુષ્ય આવા ખુબસુરત હોય તેમ હું મારા મનને સમજાવી શકુ નહી. "

ગુલરૂને સદરહુ હવેલીમાં અથવા રંગ મહેલમાં જેટલુ જોવાનું હતું તેથી વીશેષ વીચારવાનુ હતુ

પણ વીચાર કરવાની તેની પાસે પુરતી તક ન હોવાથી તુરત માટે તો તે બધુ તીલસમાતીક દ્રશ્ય સમજતો હતો. જેવું ફરનીચર ગોઠવ્યું હતું તેવીજ રોશની પ્રકાશ આપતી હતી. જ્યારે જડ વસ્તુ જોઇ રહયો ત્યારે ચૈતન્યને નીહાળવા આકર્ષાયો. સામેજ એક કીમતી મસનદપર એક સુંદરી બેઠી હતી. તેણે અમુલ્ય અલંકારો અને જેબ આપનારા વસ્ત્રો ધારણ કર્યાં હતાં. સાક્ષાત સરસ્વતી યા લક્ષમીને આંજી નાખનારી તે નવ યૌવના હતી. હીરા માણેકના અલં-કારો રોશનીના પ્રકાશ સામે પ્રકાશી રહયા હતા. નમરૂદ યા ફીરઓનની બનાવેલી બેહસ્તમાંજ ગુલરૂ ઉભો હોય તેમ તે અનુભવવા લાગ્યો. જે સુંદરીને તેણે મસ્નદપર બેઠેલી જોઇ હતી તેનાજ અસલ પીકચરો સદરહુ મકાનમાંજ જ્યાં અને ત્યાં ગોઠવેલા તેણે ઘડી પહેલાં જોયા હતા. તેને હવે ખાત્રી થઈ કે તે પીકચરો કલ્પીત યા બનાવટી નહી પણ તેનીજ સામે મસ્નદપર બેઠેલી જીવતી જાગતી પાતાળની પદ્મણી યા પરસ્તાનની પરીના અસલ ફોટો હતા. ઘડી પહેલા તે એવી રૂપવંતી સુંદરીયો દુનીયામાં હોય તેમ તેના મનને મનાવી શકતો નહતો પરંતુ હાલ તેના

દીલેજ ખુદબખુદ સ્વીકાર્યું કે ખુદાપાકને ત્યાં ખુબસુ-રતીની ખોટ નથી એમ ઇનસાનની નબળી આંખે જોવાનું માત્ર આ ઉદાહરણ આપણને પુરૂ પાડયું છે. ગુલરૂ એક બહાદુર જવાન હતો. લડાઇના મેદાનમાં યા ભયંકર ખુનરેઝમાં યા અકસ્માતિક મારકામાં તે નાહીમ્મત થયો ન હતો. પરંતુ જે યોધ્ધો રણક્ષેત્રમાં આગળ અને આગળ વધનારો હતો તેજ યોધ્ધો અત્યારે એક બાળાની સામે સ્તબ્ધ દીગમુઢ બની ગયો તે આગળ પણ વધી શકતો નથી તેમ એક વાકય પણ બોલી શકતો નથી.

સુંદરી ચકોર હતી તે ગુલરૂની સ્થીતી પામી ગઇ અને ચુપકીદી તોડવાને લીહાજ હટાવવા તેણેજ વાતનો પ્રારંભ કર્યો "પધારો! પ્રેમ પાત્રની હું ઇન્તેજાર છું" સુંદરીયે કહ્યું. ગુલરૂ કઇ ઉત્તર આપી શકયો નહી પણ ગુમચુપ આગળ વધી મસ્નદપર બેઠો.

" હું ખુદાપાકની શુક્ર ગુજારૂં છું અને આપ-ની અહેસાનમંદ છું કે આજે રસીલી રાત્રી જોઇ શકી. અને આપના દર્શનથી સંતોષ પામી " સુંદ-રીએ કહ્યું.

" વોહ આયે ઘર હમારે ખુદાકી કુદરતહે "
" કભી હમ ઉનકો કભી અપને ઘરકો દેખતેહે "

હવે ગુલરૂ જરા તાબ ગ્રહણ કરી શકયો. તેના અંતઃકરણપરથી ક્ષોભ હલકો થયો. તેણે કહ્યું.

" અગર તમે યોગ્ય સમજો તો તમારા નામ ઠામથી મને વાકેફ કરો. તેમજ મને આમંત્રણ કરવાનું પ્રયોજન શું છે ? તે પણ ફરમાવો " ગુલરૂએ વિનયથી કહ્યું " હું ઘણી ખુશીથી પ્રશ્નનો પ્રત્યુત્તર આપીશ. પણ મને ફરમાવો કે જમવાની આપની ઇચ્છા છે ? હું જો કે આપને અત્યંત આગ્રહ કરવાને યોગ્ય નથી તે છતાં મેં આપના માટે ભોજન તૈયાર કરેલું છે "

" જમવાની મારી ઇચ્છા નથી. તે છતાં હું આપની દાવતનો ઇનકાર કરી શકુ નહી, પણ જ્યાં સુધી કેટલીક વીગતો મેળવવા હું આતુર છું ત્યાં સુધી જમવાની મારી ચાહુ છું "

" માફી ! એ શું વદો છો ? હું આપની આજ્ઞાંકીત દાસી છું " આપની ઇચ્છા વીરૂદ્ધ હું એક કદમ ભરવા પણ ચાહતી નથી " સુંદરીયે કહ્યું " વારૂ ? ત્યારે સાંભળો. હું સંક્ષિપ્તસારથી આપને વાકેફ કરૂં છું" સુંદરીયે પોતાનું વર્ણન શરૂ કર્યું.

" હું એક રાણા ખાનદાનની પુત્રી છું હું પોતે

મારા મારે રંગીન વર્ણન કરી શકુ નહીં પણ ચીતો- ડગઢના ઉચમાં ઉચ ખાનદાનની કન્યા છું. મારૂ વય પંદર વરસનું હતું ત્યારથી રાણા પ્રતાપસીહ અને શહેનશાહ વચ્ચેની મિત્રાચારીમાં ખલલ થઇ. જ્યા- રથી બાદશાહ સાથે શત્રુતાઇ થઇ ત્યારથી ખુદરાણાએ તેમજ રાણાના સુરા સામંતોએ બાદશાહી ફોજ ચઢી આવવાની વકી રાખી હતી. અને પોતાની અકસર કન્યાઓના લગ્ન પણ કરી દીધાં હતાં કે પોતપોતાની પત્નિને તેના પતિ સંભાળે અને રક્ષણ કરે. કારણ હિંન્દુસ્તાનના કેટલાક નાલાયક ભાટ ચારણોએ ચીતોડગઢમાં એવી વાત ફેલાવી હતી કે જ્યાં ઇસ- લામી ઝુંડો ઉડતો થાય છે ત્યાં મુસલમાનો બળાત્કારપણે રજપુતોની ઉંચ કન્યાઓનું હરણ કરી લગ્ન કરે છે. આવી અફવાથી શહેરની નાની નાની કન્યાઓને પણ વિવાહીત કરી સાસરે મોકલી દેતા હતા કે તેઓનું મુસલમાનોથી રક્ષણ થાય પણ એ વાત તદન ખોટી છે. માત્ર બહાદુર મુસલમાનો પર તદન બેબુનીયાદ આળ ઓઢાડવામાં આવ્યું છે. મુસલમાનો કદી પણ અત્યાચાર કરે નહી એવી અમને તદન ખાત્રી થઇ છે. કારણ તમારી ફતેહ

થઇ તમારા હાથમાં શહેરનો કબજો છે છતાં પણ આજ દીવસ સુધી તમોએ યા તમારા અહના માણસોએ બીલકુલ અત્યાચાર યા બળાત્કાર કર્યો નથી. પણ હું જોઉં છું કે ખુબસુરત અને બહાદુર ઇસ્લામી જવાનો ઉપર રજપુતની રાજકન્યાઓ પ્રાણ અર્પણ કરવા તૈયાર થઇ ગઇ છે બલ્કે મુસલમાનો પર મરી ફીટે છે, સામાં માગાં મોકલે છે અને અનેક યુક્તિથી મુસલમાનોને પ્રપંચમાં લે છે. છતાં કહે છે કે મુસલમાનો અમારૂં બળાત્કારપણે હરણ કરે છે. કેવી નીર્લજતા ? એકતો મુસલમાનોની બેગમો થઇ ઇઝત મેળવવી અને ફરી મુસલમાનોપર કલંક ચોટાડવું કે અમારૂ હરણ કર્યું. આવી અધમ દશાએ રજપુત કન્યા પંહોંચેલી જોઇ મને અત્યંત શરમીંદગી ઉપજે છે.” “તેમાં તમને શુ” ? ગુલરૂ વચ્ચે બોલી ઉઠયો “હું જાણું છુ કે મુસલમાનો પર તદન ખોટા આરોપ ઓઢાડવામાં આવે છે. પાક ઇસલામી ધર્મ બળાત્કાર અને અત્યાચારની મનાઇ કરે છે. બહાદુર ઇસલામીઓ કદી પણ હીચકારૂં કૃત્ય કરે નહી. અહીંજ નહી પણ આખા હિન્દુસ્તાનમાં કોઈ પણ સ્થળે તેવું બન્યું નથી છતાં

રજપુતાણીયો કલંક ચોટાડે છે તે જોઇ અમે પણ આશ્ચર્ય થયા છીએ. હું સવાલ કરૂં છું કે અત્યાચાર અને બળાત્કાર કરનાર કોણ છે? બહાદુર ઇસલામી જવાનો કે રજપુત કન્યાઓ? આ સવાલનો જો પ્રમાણીક ઉતર મળે તો આ પ્રમાણેજ સાંભળીયે કે અત્યાચાર, બળાત્કાર અને પ્રપંચ ખેલનારી રજપુત કન્યાઓજ છે કે જેને મુસલમાન જવાનો જોઇએ છે તે લે છે અને પોતાના સગા સ્નેહીયો અને પોતાની ન્યાતમાં પોતાને નીરદોષ ઠેરાવવા મુસલમાનોને બદનામ કરે છે અને તેવી વાતો કેટલાક ભાટ ચારણો અને બ્રાહ્મણો શહેર બ શહેર ફેલાવે છે. મને ભય છે કે અઢાર અને ઓગણીસમી સદીના હીન્દુ લેખકો આવી ખોટી વાતોને બહુ મોટુ રૂપ આપી પોતાની કલમ ચલાવશે કે જેના પરીણામે હીદુ મુસલમાન બે મોટી પ્રજા કે જેના ઉપર આખા દેશના ઉદયનો આધાર રહે છે તે વચ્ચે કુસંપ ઉદ્દભવશે અને પરસ્પરને શત્રુ સમજશે " ગુલરૂએ ભવિષ્ય ભાખ્યું.

" ઓગણીસમી સદીમાં હિંદુ લેખકો મુસલમાનોપર લેખો દ્વારા આક્ષેપ કરશે તો શું તે સદીમાં

મુસલમાનો તેનો ઉત્તર નહી આપે ? ખોટા આરોપનો રદીયો આપવા શું મુસલમાનો પોતાની કલમ નહી અજમાવે ? હિંન્દુ ગ્નાતી લેખકો ઉત્પન કરે તેવા લેખકો ઇસ્લામ ઉત્પન નહીં કરે ?" સુંદરીયે કહ્યું.

" અલબત ઇસલામ પણ તાબ કયામ લેખકો, ઉલમાઓ અને વિદ્વાનો પણ ઉત્પન કરશે પણ મુસલમાનોમાં મોટામાં મોટા ગુણ ખામોશી જોઇ અને હિંદુઓમાં મોટામાં મોટા અવગુણ બકવાનો છે તેઓ બકબકાટ કરશે. બોલી દરાજ થઇ મુસલમાનોની ખામોશીનો લાભ લેતા રહેશે. "

" ત્યારે શું ? તમે એવું અનુમાન કરો છો કે ઓગણીસમી સદીમાં હિંન્દુઓ મુસલમાનોને અત્યાચાર અને બળાત્કાર કરનારા સાબીત કરવાની કોશીશ કરશે : અને મુસલમાનો ચુપકીદીથી સહન કરશે ! એમજ કેની ? "

" ખચીતજ નહીં ! જેની નસોમાં ઇસલામી ખુન વેહતુ હશે, જેને તવારીખનું ગ્નાન હશે, જેઓ આગલી જાહોજલાલીથી સહજ વાકેફ હશે તેઓ પોતાની કલમ અજમાવ્યા વીના નહી રહે. અને હું ખુદાપાક પાસે ચાહુ છું કે ઓગણીસમી સદીમાં

એવા ઇસલામી પેદા કરો કે જેઓ હિંદુઓના ખોટા આરોપનો ત્વરાથી ઉતર આપે. તો પણ હિન્દુઓના પ્રમાણુમાં મુસલમાન લેખકો ઉત્પન થવા અસંભવિત છે. બેઅર આજે યા આયંદા મુસલમાનોને હિંન્દુઓના આરોપ યા આક્ષેપની પરવા નથી અને હું ઇચ્છુ છુ કે મારા ભાઇયો તેવી બાંબતની દરકાર ન કરે. કારણુ, અમને ( મુસલ્લમાનોને ) દુનીયાના આક્ષેપ આરોપથી સબંધ સરોકાર નથી. અમો આખરત અને ઉકબાને ચાહવાવાળા છીએ તો ઉકબામાં સાચા જુડાની પરિક્ષા લેવાશે. અમો ઉકબા અને ખુદાપાકના ફજલો કરમનાજ માત્ર ઇન્તેજાર છીએ એટલે અગાઉ કહી ગયો તેમ દુનીયાની ભલી બુરી યા સાચા જુઠાની દરકાર નથી. બેઅર હવે મુળ વિષયપર આવિયે કારણુ વખત ઘણો ગયો છે. મને બોલાવવાનુ પ્રયોજન શુ? તે કહો”

રજપુત કન્યા અથવા રંગમહેલની રૂપસુંદરી ગુલરૂને ફસાવવા સુભાષિત ભાષણુ કરતી હતી પરંતુ તેને પાછળથી જ્ઞાન થયું કે પોતે કાચુ કાપ્યું હતું પોતાનું ભાષણુ પોતાના મનોવિચાર વિરૂદ્ધ જતુ હતું તો પણુ તેણે કહ્યું.

" જેમ કેટલીક કન્યાઓને વરાવી તેઓના સસરાઓને ત્યાં મોકલાવવામાં આવી તેમ મારૂં પણ એક ઉંચ ખાનદાનમાં મારી નારાજી છતાં ઇચ્છા વીરૂદ્ધ લગ્ન કરવામાં આવ્યું અને સોળ વર્ષની વયે એક ફરજંદનો મેં જન્મ આપ્યો તે એજ છોકરો કે જે આપની પાસે પત્ર લઇને તેમજ આપને બોલાવવા આવ્યો હતો."

" શું, ઉમરૂ તમારો પુત્ર છે?" ગુલરૂએ આશ્ચર્યથી પુછ્યું.

" જી હા ! તેનું ખરૂ નામ જયચન્દ્ર છે. સુંદરીયે ઉત્તર આપ્યો.

" હાલ આપનું વય કેટલા વર્ષનું છે ?

" હાલ મને ત્રીસ વર્ષ થયાં છે.

" ઓહ !" ગુલરૂએ આશ્ચર્યથી કહ્યું " હું તો હજુ પણ તમને સતર અઢાર વર્ષની કુમારીકાજ સમજુ છું.

"હાલ મારા પતીને ને મારે અણુબનાવ છે બલ્કે તેણે મને રૂખસત આપી છે."

" હું તમારા માટે દયા ખાઉં છું. તમારી કદર થવી જોઇતી હતી." ગુલરૂએ દીલાસો આપ્યો.

" મને તેની અફસોસી નથી બલ્કે અત્યંત હું ખુશ છું "

" કારણ" ? ગુલરૂએ આશ્ચર્યથી પુછ્યું.

સુંદરીએ પોતાની ચક્ષુઓ ગુલરૂથી મીલાવી નયન કટાક્ષ કર્યો અને એક નિઃશ્વાસ નાખી તે મસ્નદપર ઢળી પડી.

"આરજુ મેરી જો પુરી હો તો મેં ઈતના કરૂં,"
"પાસ તુમ બેઅઠે રહો મેં રાતદીન દેખા કરૂં."

સુંદરીયે કહ્યું " આજથી પંદર દીવસ પેહેલાં શેહેરના એક ચોગાનમાં મારી સહીયરની અગાશીમાંથી તમારાપર મારી દ્રષ્ટિ પડી. તમારા ડ્રેસ અને પોશાકથી હું સમજી કે તમે મદદનીશ સેનાપતી છો ત્યારથીજ હું મારૂ અંતઃકરણ અને મારો અખંડ પ્યાર હું તમને અર્પણ કરી ચુકી છું. પ્રિયે, મારી આજીજી સ્વીકારો અને આપની દાસીયોમાં મને સ્થળ આપો. પંદર દીવસ થયાં તમને મળવા તડપતી હતી. આજે તમારા પ્રતાપે અને મારા સદ્‌ભાગ્યે હું આપનો સુર્યમુખી ચેહેરો જોઇ શકી. આપનો અખ્તીયાર છે. ચાહે મારો, યા ઉગારો. હું આપની દાસી છું. "

" ક્યામત હૈ વાકેબ અદામે તુમ્હારી "
" ઇધર આઓ લે લું બલાયે તુમારી "

સફરજી સુંદરીનું નામ ગુલનાર હતું તે મસ્નદથી એકાએક ઉભી થઈ, કે ગુલરૂ તેના પ્રત્યેક નાજુક અવયવો જોઇ શકે.

અહા શું સુંદરતા ! જે અવયવોપર ગુલરૂની દ્રષ્ટિ હજુ સુધી પડી ન હતી તે અવયવો પણ તે જોઇ શકયો. ગુલનાર જળ લાવવાનું બહાનું કરી ચાલી કે ગુલરૂ તેની પતલી કમર અને સુરાહીદાર ગરદનનો મરોડ અને તેની નાજો અદા ભરેલી ચાલથી હેયરત થયો. જ્યારે તે છટાથી ચાલી ત્યારે અલંકારનો ચળકાટ, હીરા માણેકનો ઝળકાટ અને ખુબી ભરેલી ઢબથી ગુલરૂ અંજાઇ ગયો કહો કે દંગ થઇ ગયો કહો. ગુલરૂ તેને પરી કે પદમણીની ઉપમા આપતાં અચકાતો હતો કારણ તેથી પણ તે વીશેષ સ્વરૂપવાન સમજતો હતો. ગુલનાર જળ ભરી આવી નાજુક ગલાસ કોમળ હાથમાં ચોટી રહ્યો હતો. જળ ભરી લાવવાની ખરી મતલબ તો શરીરપરની ઓઢણી સાડી બહાનું કરી ખસેડવી હતી. હાથમાં ગ્લાસ હોવાથી સાડી સરી પડી. ગુલરૂ સામેજ હો-

વાથી આગળના અવયવો ખુલ્લા નજરે પડયા. વક્ષ સ્થળનું વર્ણન હવે અત્રેથી અટકાવશું પણ ગુલનારના બે અનાર ગુલરૂને લોભાવી શકયા નહી! પણ ગુલરૂને બદલે અન્ય સજ્જન હતે તો અવસ્ય પોતાનો ધર્મ ગુમાવી કૃતની થતે. પણ ગુલરૂ તાલ્મે ઈલ્મ હતો, અજાએ કયામતથી તે ડરતો હતો એટલે ગુલનારની બધી કોશીશ વ્યર્થ ગઇ. ગુલરૂ અડગ રહ્યો. પોતાના આત્માપર કાબુ ધરાવી ધમ સાચવી શકયો. ગુલનાર પાછી ગઇ. તેણી ગુલરૂથી પ્રેમાલિંગન કરી ગુલરૂને વળગી પડી અને કહ્યું.

"મે આગેહું તેરે જો ચાહોસો કુર"
"કે હે મકા ખાલી કીસીસે ન ડર."

પોતાના મુખપર સાડી ઓઢી લઇ ગુલનારે ગુલરૂને મજબુત પકડી રાખ્યો પણ ગુલરૂએ એકદમ તેનાથી અલગ થઇ જતા કહ્યું.

"તમે મને બહુ મોટે રૂતબે પહોચાડયો! પણ અફસોસ કે હું એવી ઇઝતને યોગ્ય નથી. તેનુ એક કારણ છે કે મારી શાદી મુકરર થઇ ચુકી છે હુમારૂ દીલ આપી ચુકયો છું. તેમજ આપની અવસ્થા ૩૦ વર્ષની છે જ્યારે મારી અવસ્થા ૨૦ વર્ષની છે

થોડા દીવસોમાં તમારો ઉમર જવાન થઇ જશે. મારા અને આપના નીકાહ લાભદાયક થઇ શકે નાહી."

"વહાલા, પ્રાણુ પ્યારા, પ્રિયતમ, મને પ્રાણુથી કતલ કરો પણુ નાઉમેદ ન કરો. હું મારૂ દીલ ઇમાન સમર્પણુ કરી ચુકી છું. આપની વાત સત્ય છે વયમાં હું દસ વર્ષે મોટી છું પણુ પ્યારા જરા દ્રષ્ટિ કરો હું કેવી ખુબસુરત છુ? કેવી હસીન છું! મહારા જેવી કમલાક્ષી ફરી મળશે નહી."

ગુલરૂએ પુન ગુલનારને તપાસી તેના પ્રત્યેક અવયવોપર દૃષ્ટિ ફેકી અને મનમાંજ કહ્યું "વાસ્તવ, બેશક, તે બે ઇનતીહા ખુબસુરત છે" પણુ તે અડગ રહયો અને કહ્યું.

"હમ તાકીદ દાવ મે બાતીલ નહી હોતે"
"સીનેમે કીસી શખ્સ કે દો દીલ નહી હોતે"

ગુલનારે "હાકાર" વાકય સાંભળ્યું નહી. યા અંગીકારની ઇસારત પણુ મેળવી શકી નહી આખર લા ઇલાજ થઇ તેણુે ગુલરૂના પગમાં પોતાનું શિર નમાવી રડી પડી. ગુલરૂએ તુરતજ પોતાનો પગ હઠાવી લીધો.

"વાહરે કુદરત? પગ નીચે આંખોને પણુ રગદો-

જાવા નહી દેશો ?" ગુલનારે રોષથી કહ્યું.

"દીલ દો નદો દર્શન તો દેના ચાહીયે,"

"એક અર્જ તો મહબુબકી મંજુર કરના ચાહીયે"

"ગુલનાર ? નહાક તું દુઃખી થઇ દુખી નકર! ગુલરૂએ કહ્યું.

"વહાલા, દયા:ખાઓ. મારાપર રહેમ કરો."

ગુલનાર ગુલરૂને ફરી રહય આલીંગન કરવા જતી હતી પણ ગુલરૂએ તેનો હાથ પકડયો અને તેને જરા ધક્કો દઇ મસન્દપર બેસાડવા ગયો પણ ઠોકર લાગવાથી બન્ને મસનદપર ઢળી પડયા.

ત્વરાથી ગુલરૂ ઉભો થયો અને કહ્યું "ગુલ-નાર ગુસ્તાખી માફ કરશે:."

"એ ગુસ્તાખી નથી હું ગાર્ધવ લગ્નથી તમને વરી ચુકી છુ. તમારી પિયા છું. રૂષી, મુનીની પુત્રીઓ એવાજ લગ્ન કરે છે. સુર્યને સાક્ષી રાખી મનમાનીતા પ્રિય તમને વરે છે. આજે હું પણ ચંદ્રને સાક્ષી રાખી મારા પ્રાણુ વલ્લભને વરી તનમન સમર્પણ કરી ચુકી છું તમારો સ્પર્શ મને સ્વર્ગ યા વૈકુંઠના સુખ સમાન છે"

"તમને, તમારા રૂષી, મુનીયોની પુત્રીઓને

તેવા લગ્ન મુબારક થાઓ. અમે કોણ છીયે તે તુ સમજી શકી નથી એ! ગુલનાર તેં હજરત યુસફ જુલેખાનો કીસો સાંભળ્યો નહી હોય! હઝરત યુસફ (અ.) નાં ઇશ્કમાં જુલેખાએ તારાથી હજારો નહીં પણ લાખો દરજ્જે મહેનત લીધી હતી પણ તેની હઝરત યુસફ (અ.) પર કંઈ અસર ન થઇ હતી. ગુલનાર! પેગમ્બરોના એવા દાખલા ફકત અમારા ઇમાનની સલામતી માટેજ બનેલા માનીયે છીએ. મુસલમાનો કદી પણ વ્યાભીચારી ન થાય, કે જેના અંતકરણમાં કલામેપાક યા ઇલ્મે હદીસ સમાયુ હોય. હવે હું રૂખસત ચાહુ છું તારી મનો કામના મારાથી પુર્ણ નહી થાય."

ગુલરૂનો નગ્ન અને નીરાશી ઉપજાવનારો પ્રત્યુતર મળવાથી ગુલનાર ગજબ અને ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ. તે નવ યોવન યોવના બદલાઇ વિક્રાળ વાઘણ બની ગઇ, તેની આંખોમાંથી અગ્નીની ચીંગારીયો ઝરવા લાગી અને કહ્યું.

"ઝાલીમ, ક્રૂર, નીર્દય, મેં અનુભવ્યુ કે તને તરસ નથી, તું સીતમગર છો. તેં ઓરતોની મોહોબત જોઇ? મોહોબત માટે ઓરતો શું શું કરે

છે તે તેં અનુભવ્યું ? હવે શત્રુતાઇ જો. દુશ્મનીની મજા ચાખ. અત્યાર સુધી હું તારી દોસ્ત હતી પણ હવે શત્રુ છું. શત્રુ થઈ હું તારા તીરસ્કારનો બદલો લઇશ. હા, તારૂં મગરૂર હું દુર કરીશ. બેઅદબ, જા, નીકળ, અહીંથી તારૂં કાળું મોં લઇ હટ."

સમજદાર ગુલરૂએ કંઇ ઉત્તર આપ્યો નહી પણ તે ત્યાંથી બાહેર નીકળ્યો અને તુરતજ પોતાના ઘોડાપર સ્વાર થઇ એક વિકાળ વાઘણ અને ભયંકર નાગણના પ્રપંચમાંથી સહીસલામત બા ઇમાન બચી જવા માટે છુટકારાનો દમ ખેંચી ખુદાપાકના શુકરાના અદા કરી છાવણી તરફ ચાલતો થયો.



# પ્રકરણ સાતમુ.



## " ગુલનારની નીકાહ ખ્વાની "



" અભીસે ઇસ કદર બેતાબ કયોં હોતે હો પહેલુમે "
" અભી તો હજરતે દીલ ઇશ્કકી પેહલીહી મંજલહે "

ગુલરૂ અને ગુલનાર વચ્ચેનો સંવાદ યા વિવાદ અથવા વ્યર્થ ચેષ્ટા થયાને એક હપ્તો પસાર થયો છે. હવે ગુલરૂના ચીતમાં ગુલનાર તરફનો વીચાર યા તીરસકાર રહયો નહી. ગુલરૂ આજે છાવણીમાં ફરી રહયો છે તેને ગુલેરૂખસારનું પ્રતિપળ પ્રતિઘડી સ્મરણ થયા કરે છે અને તેની જબાનથી ઘડી ઘડી આ શેર નીકળે છે "

"અભીસે ઇસ કદર બેતાબ કયોં હોતે હો પેહલુમે "
" અભી તો હઝરતે દીલ ઇશ્કકી પેહલીહી મંજલહે "

ગુલેરૂખસાર અને ગુલનારમાં તફાવત શો છે? ગુલેરૂખસારમાં માત્ર રૂપ નહી પણ ગુણ પણ સાથે છે તેનો અનુભવ હવેજ તેને થયો. ખાલી ખુબસુરતી તદ્દન નકામી છે તેમ તે સમજવા લાગ્યો, અને ખરી

ખુબસુરતી તેજ કે ખુબસુરતીના પ્રમાણમાં સદગુણ હોય. ગુલ્નારના અવિવેક અને અવિનયથી ગુલેરૂખસાર માટે ગુલ્ઝરના અંતઃકરણમાં સ્થાન હતુ તે હવે દ્દઢ થયુ. તે ગુલેરૂખસારના વીચારમાંજ હતો કે તેના એક ખીદ્દમતગારે હસ્તે ચહેરે આવી સલામ કરી અને કહ્યું

"હજુર, આપ નામદારના પિતાશ્રી આપને યાદ ફરમાવે છે."

"શામાટે બોલાવે છે! ખેઅરીયતતો છે કેની?"

"તશરીફ લઇ આવવાથી આપને જણાઇ આવશે."

"શું જણાઇ આવશે? શું એમનું સ્વાસ્થય સ્વસ્થ નથી?"

"નહી નહી હજુર?"

"ત્યારે કોઇ મુલાકાત માટે આવેલ છે?"

"ત્યાં પધારો એટલે જણાશે" ખીદ્દમતગારે હસ્તે ચહેરે કહ્યું,

"શું તું ઘેલો તો થયો નથી કેની? સાફ સાફ વાત શા માટે કેહતો નથી?" ગુલ્ઝરએ ગુસ્સાથી કહ્યુ

"હજુ સુધી તો હું પાગલ થયો નથી. પરંતુ

કદાચ હવે અત્યંત ખુશાલીને લીધે પાગલ બની જાઉં !"

"શાની ખુશી ?" ગુલરૂએ ફરી પુછ્યું.

"તે ખુશી એવી છે કે પ્રવેશ થતાંજ પાગલ બનવા દીલ આકર્ષાય છે." ખીદમતગારે કહ્યું.

"ત્યારે તું સાફ નહી કહેશે ?" ગુલરૂએ રોષથી સવાલ કર્યો.

"સાહેબ, પંચાવન વર્ષનો દુલ્હો (વર) અને આશરે પચીસ વર્ષની દુલહન !"

"દુલ્હો કોણ ? અને કોની દુલહન ?" ગુલરૂએ આશ્ચર્યથી પુછયું.

"તે આપને ત્યાં આવવાથી જણાશે"

"તું અવશ્ય ઘેલો થઇ ગયો, યા થઇ જશે !"

"મને પણ એમજ જણાય છે."

આખર આશ્ચર્ય થઇ ગુલરૂ તેના પિતા દીલેરખાંના તંબુમાં ગયો. તંબુમાં જતાં સાન્હાશ્ચર્ય થયો ! તેને અફસોસી અને આશ્ચર્યનો પાર રહયો નહી. તેણે જોયુ તો તેના વયો વૃદ્ધ પિતાની ગોદમાં ગુલનાર બેઠી છે. તે ગુલનાર કે જે ગુલરૂને વરવા ચાહતી હતી. પણ તેની આજીજીનો અસ્વીકાર કરવાથી ગુલરૂની સમક્ષ વેર લેવાની પ્રતિજ્ઞા લીધી હતી. ગુલરૂ અંદર

દાખલ થવા બાદ તેના વયો વૃદ્ધ પિતાએ કહ્યું.

"ગુલરૂ, બેસ. વહાલા પુત્ર બેસ."

"આ આપનો સાહેબજાદો છે ? તેનું નામ ગુલરૂ છે. ?" ગુલનાર તદન અજાણી અને બીન વાકેફ હોય તેવો ભાવ પ્રગટ કરી તેના વૃદ્ધ પતિને પુછવા લાગી પણુ તેનો એકેક શબ્દ, એકેક વાકય, ગુલરૂના અંતકરણુને તીરસમાન તીવ્ર જણાતાં હતાં.

"હા એજ આપણા પુત્ર છે. અને નામ પણુ ગુલરૂ છે." દીલેરખાએ પોતાની નવી વહુને ઉત્તર આપ્યો.

"વહાલા પુત્ર, ગુલરૂ, જો હું તારી અમ્મા છું. મારા વહાલા બેટા, હવે તું મને તારી સગી અમ્મા સમજજે: અને મારા વહાલા બેટા, તું તારી અમ્મા જેવીજ મને ચાહશે કે ? ગુલનારે નફ્ટાઇથી, બેહયાથી ફરી ફરી તીર સમાન વાકયોનો વરસાદ વરસાવી પોતાની શત્રુતાઇનો બદલો લેતી, સંતોષ પામતી હતી.

પ્રિય વાંચનાર ! જે સ્ત્રી પોતાને વરવા ઇન્તેજાર હોય, કાલાવાલા કરતી હોય બલ્કે લોભાવવા, લલચાવવા પોતાના ખુલ્લા અવયવો અને અંગ બતાવી

રહી હોય, અવિવેકનાજ નખરા કરી રહી હોય, વીવેકની હદ ઓળંગનારી હોય અને જેનો પોતે તીરસ્કાર કર્યો હોય બલ્કે જેને ધીઃકારતો હોય, તેવી એક નાલાયક ફ્રાટાબાજ સ્ત્રી જ્યારે કહે કે "બેટા, તું મને તારી મૃત માતા સમજજે. બેટા, હું તારી અમ્મા છું, તારી અમ્મા જેવી મને ચાહશે કે ? એવા ઉદ્ગારો કેવા ડંખે તેનો વીચાર કરવા હું વાંચનારને સોંપુ છું.

"ગુલરૂ, આજ રાત્રીયે તહારા પિતાએ મારાથી નીકાહ કરી મને ઈઝત આપી છે. ખરેખર હું શહેનશાહ અકબરના નામવર સેનાપતી મેળવી શકવા માટે મગરૂર છું" ગુલનારે આગળ ચલાવ્યું "મારા પ્રિય પુત્ર, હું તારી સાવકી માતા છું પણ તારી સગી માતા જેવોજ તને ચાહીશ. હું તને મારો પોતાનોજ પુત્ર સમજીશ. કુદરતી રીતે તારાપર મારો પ્યાર છુટે છે અને દીલમાં મોહોબત આવે છે. મને તો એમજ લાગે છે કે તારો જન્મજ મેં આપ્યો છે યા તું મારા પેટથીજ પ્રસવ થયો હો તેમ ભાસેછે.

"પ્રિય વાંચનાર, હવે આપણે ગુલરૂપર વધુ તોપના ગોળા સમાન ગુલનારના વાકયોનો મારો ચલાવતા અટકીએ. કારણ, એક ઇનસાનની તાકાત શી ? સહન્શક્તીની પણ હદ તો હોય જ. ગુલનારને વેર લેવું છે પણ આપણે ઉદાર થઇ અટકીએ.

"ગુલરૂ," દીલેરખા છેવટે ઉપસંહાર કરતા

બોલ્યા." જો તારી માતાથી પણ વિશેષ ભલી અને વિશેષ ભોળી છે કેની? મારા વહાલા બેટા, મને આવી નેક નાજનીન મળી તે માટે મુબારકબાદી આપ. અને જો બેટા જેવી તારી માતા તરફ ભલો રહી ભલાઈ કરે તેવોજ તુ તેના તરપ અદબથી વરતજે" તેના પીતાએ નશીહત આપી.

ગુલરૂ કોને સાંભળે! ગુલનારને. કે દીલેરખાંને! અત્યારે તેની સ્થીતીનું, તેના પરીતાપનું, ભસ્મ થઇ જતા અંતઃકરણનું ચિત્ર આપવા આ અદના કલમ અશક્ત છે. ગુલરૂનું ખુન ઉડી ગયું હતું અને તે બેહોશ થઇ જવાની અણીપર હતો, પરંતુ ગુલનારને કે દીલેરખાને કઇ ઉતરજ ન મળ્યો કે તેઓ ખુદ બખુદ ખામોશ થયા. તેટલામાં જનરલ સાહેબને કામ પ્રસગે બાહેર જવું થયું કે અંદર ગુલનાર અને ગુલરૂ એકલા રહ્યા. ગુલનારને વાત કરવાનો પ્રસંગ મળ્યો. તેણે વિકાળ વાઘણની માફક ગર્જના કરી કહ્યું.

"ગુલરૂ, તેં ઓરતોની નફરત જોઇ?"

ગુલરૂએ ન ઉતર આપ્યો, ન તેના સામી દ્રષ્ટિ કરી ને ત્યાંથી ઉદાસ ચેહેરે અને દુઃખી દીલે બાહેર નીકળી પોતાના તંબુમાં ગયો.

પ્રિય વાંચનાર, ગભરાયલાને જરા એકાન્તમાં રહેવા દો. કે અશ્રુપાત કરી હૃદય ખાલી કરે!

# પ્રકરણ આઠમું.

---

## છેવટ.

"મુજે ગુજરતી હે એક એક ઘડી કયામતકી"
"જો ઇસ તરાહસે ગુજારે તો કયા ગુજારે દીન"

ગુલનારના નીકાહ થયાને બે વર્ષ પસાર થઇ ચુકયાં છે. બે વર્ષ પસાર કરવાં એક સાધારણ વાત છે પણ જેઓ વસ્લના ઇન્તેજાર છે, આરજુમંન્દ છે, તેઓને બે વર્ષ બે યુગ જેવા જણાય છે. દર હકીકત "મજા તેજ સમજે કે જે પર વીતે" બે વર્ષમાં કેટલાક કંગાલ શ્રીમંત બની ગયા હશે! કેટલાક શ્રીમંત નીરધન બની ગયા હશે! કેટલાક બાળકોએ જન્મ લીધો હશે! કેટલાક આ વિશ્વમાંથી સફર કરી ગયા હશે પણ લખતાં તો લખ્યું કે બે વર્ષ પસાર થઇ ચુકયાં.

શહેનશાહ અકબરની ફોજ ચીતોડગઢથી વાપસ દીલ્હી આવી ગઇ છે. પરંતુ ફોજના સીપેહસાલાર દીલેરખા અને તેનો પુત્ર ગુલરૂ હજુ દીલ્હી આવ્યા નથી. દીલેરખાની નવી વહુ ગુલનાર પણ દીલ્હી આવી પહોંચી છે. તેણીએ જનરલ દીલેરખાની તમામ એસ્ટેટ પોતાને સ્વાધીન લઇ લીધી. શેહેરમાં અફવા પ્રસરી ગઇ કે રાણા પ્રતાપસીંહના કેટલાક સીપા-

દીઓએ ફરેબથી સેનાપતી દીલેરખાના તંબુમા ઘુસી દીલેરખાનુ ખુન કીધુ તેમજ ગુલરૂને પણુ પકડી કેદ કર્યો છે. રાણા પ્રતાપસીંહ હજુ સુધી જંગલમાં છે અને ગુલરૂને પણુ જંગલમાં કેદ રાખેલ છે. દીલેર· ખા અને ગુલરૂની ગેરહાજરીને લીધે દીલેરખાની તમામ મીલકતની ગુલનાર એકલી માલેક અને મુ· ખ્તીયાર હતી.

એ બે વર્ષ દરમીયાન ગુલેરૂખસાર પર શું શું વિતક વિતી તેનું દરૂણા રસિક આખ્યાન આપી આ નહાની વાર્તાને લબાવીશું નહી. પરંતુ તેના પિતા મોલવી સાહેબ બેહેસ્ત નસીન થયા હતા. આમદાની બંધ થવાથી ભરણ પોષણની ફીકર તેના શીરપર આવી પડી. પ્રારંભે તો તેનું મકાન વેચી ઉપજેલા પૈ- સાથી ગુજરાન કર્યું. પરંતુ લગભગ છમાસ થયાં. તેને નોકરી કરવાની જરૂર થઇ પડી. એક મકાન કીરાયે લઇ તેમાં સીલાઇનું કામ કરી ઘણીજ કંગાળ હાલતમાં દીવસો પસાર કરવા લાગી શરીફ કુટુબમાં બાળાઓને પઢાવવા ઘર ઘર જતી. અત્યંત દુઃખ અને તકલીફ સહન કરી બાઇઝતથી હલાલ રોજી મેળવતી અને અવકાશનો વખત ગુલરૂના સ્મરણમાં ગાળતી હતી પણુ જ્યારે તેણે ગુલનારથી અને શહેરમાં ઉડ· તી અફવા સાંભળી કે ગુલરૂ પકડાયો ત્યારે તેના દુઃખની સીમા ન રહી. જેમ જળ વીના જળચર પ્રા ણી તડપે છે તેમ ગુલેરૂખસાર તડપવા લાગી. ખુદાવં·

દેકરીમની દગાહમાં ગુલરૂના છુટકારા માટે દુવા ચાહવા લાગી.

એક દીવસે ગુલેરૂખસારે સાંભળ્યું કે જનરલ દીલેરખાની બેગમ ગુલનારને એક કેળવાયલી સ્ત્રી નોકરની દરકાર છે. અને આમદાની ખર્ચનો હીસાબ રાખવાનું માત્ર કામ છે. તેમ ગુલેરૂખસારે સાંભળ્યું કે તુરત એક પીટીશન લખી ગુલનારની હજુર રજુ કરી. ગુલેરૂખસારના સભાગ્યે ગુલનારે અરજી મંજુર કરી અને પચાસ રૂપીઆના માસીક પગારથી ગુલેરૂખસારને હીસાબી કામની જગ્યાએ નીમી. ગુલેરૂખસાર અત્યંત ખુશી થઇ કારણ તેના વહાલા ગુલરૂના વખતે ત્યાંથી સાચા સમાચાર પ્રસંગોપાત મળી શકવાની તે વકી રાખતો હતી.

ગુલનાર જ્યારે ચીતોડગઢથી દીલ્હી આવી ત્યારે તે એક રજપુતને તેની સાથે લાવી હતી. અને દીલેરખાના મકાનમાં તેને દારોગાની જગ્યા ગૂલનારે આપી હતી એટલે સદરહુ રજપુત દરોગાના નામથીજ ઓળખાવા લાગ્યો હતો તેની દ્રષ્ટી ગુલેરૂખસાર પર પડી અને તુરતજ તેના અંતકરણમાં પ્રેમ ઉદભવ્યો. તેણે ગુલનારને પોતાના દીલની વાત સાફ સાફ કહી.

પ્રિય વાંચક, ખુબસુરતી સુખ સાથે કયારેક આફત પણ લાવે છે. ગુલનાર ધીમે ધીમે વૃદ્ધાવસ્થાએ પહોંચતી હતી જ્યારે ગુલેરૂખસાર યુવાવસ્થા પ્રાપ્ત કરતી હતી. એકના ચહેરાપર ફીકાશ જણાતી હતી જ્યારે

બીજાના ચહેરાપર સુરખી અને નુર પ્રગટ થતાં હતાં એટલે, ગુલેરૂખસારને જોઇ તેની શેઠાણી અંદર અંદર ઇર્ષાળુ બની હતી. તેમજ કોઇ ગુપ્ત કારણને લઇને પણ રજપુત દારોગાના નઠારા વીચારથી તે એક મત થઇ, બલકે તેને સહાયતા આપી. દારોગાની વાતચીતથી ગુલેરૂખસાર પામી ગઇ અને તુરતજ કહ્યું કે " જો કોઇ મને દીક કરશે તો હું મારી નોકરી છોડી દઇશ અથવા હું મારી જીંદગીથી કંટાળી ગયેલી હોવાથી જીવપર ખેંચીશ."

ગુલેરૂખસારના સાફ જવાબથી દરોગો વધારે ગુસ્સે ભરાયો. તેણે ગુલેરૂખસારની બળાત્કારપણે ઇઝત લેવાનો ઠરાવ કર્યો.

મધ્ય રાત્રીનો સમય થયો, એ ચોઘડીયું કેવું હતું! તેને ભલુ ગણવું યા બુરૂ કારણ તેજ ચોઘડીયે દરવાજાના કાચ ભાંગી દારોગો ગુલેરૂખસારના રૂમમાં દાખલ થયો. ગુલેરૂખસાર બેદાર હતી. તેણે દરોગાને અંદર જોતાજ એક બુમ મારી પણ તેની બુમ સાંભળે કોણ? કારણ દરોગાએ પહેલેથીજ ગુલનારની બળાત્કાર માટે બહાલી મેળવી હતી.

ગુલેરૂખસારની તીક્ષણ ચીચીયારીથી દારોગો ખડખડ હસી પડયો. તેના ભયંકર હસવાથી ગુલેરૂખસાર થરથર ધ્રુજવા લાગી. અને કાંપતી કાંપતી ખુદાપાક પાસે પનાહની મુનાજાત કરવા લાગી.

"શું તું હવે મારા કબજામાંથી નહાસી ભાગી યા બચી શકશે ?" દારોગાએ દમબરાવ્યો "હવે તું પણ સુખી થા અને મને પણ સુખી કર" એટલું કહી દારોગો ગુલેરૂખસારના અંગપર ધસ્યો. કે ગુલેરૂખસાર ભયભીત થતાં એક તિક્ષણ ચીસ મારી ભુમીપર ઢળી પડી. નોધારાનો આધાર, મજલુમોનો બચાવનાર, ખુદાપાક આલમુલગેઅબ છે. મારનાર એક તુરકેની પેઠે હાશ છે જ્યારે બચાવનાર તમામ અયબથી પાક એક (કુન)ના વાકયથી વિશ્વને પયદા કરનાર પાકપરવર દીગાર છે. કુદરતે ઇલાહીથી એયન સમયપર એક સોળ સતર વર્ષનો અને બીજો બાવીશ ત્રેવીશ વરષનો એમ બે યુવકો દોડતા સદરહુ રૂમમાં દાખલ થયા. દારોગો એ બે યુવકોને જોઇ ગુસ્સાથી લાલચોળ થઇ ગયો અને ક્રોધમાંજ મ્યાનપર હાથ મુકી ચળકતી તલવાર મ્યાનમાંથી બાહેર ખેંચી અને બાવીશ વરષના જવાનપર ઘા કર્યો. પરંતુ સોળ વરષના બીજા યુવકે ત્વરાથી પોતાનું અંગ દરોગાના ઘા નીચે આપી બાવીશ વરસના જવાનને હટાવી બચાવી લીધો. જો સદરહુ સોળ વરષના યુવકે સહાયતા ન આપી હોત તો બાવીશ વરષનો જવાન બે ટુકડા થઇ જતે. પણ બીજાએ પોતાના પ્રાણ આપી તેને બચાવી લીધો. બાવીશ વરષનો જવાન પણ ખાલી નહતો. દરોગાનો ઘા જ્યારે સોળ વરષના યુવક પર પડયો તે દરમીયાન ચપળતાથી તેણે દારોગાપર ઘા

કર્યો અને એકજ ઘાથી દારોગો જહનમ વાસીલ થઇ ગયો.

એજ સમયે ગુલનાર પણ ત્યાં આવી ચઢી સ· દરહુ બાવીશ વરસના જવાન પર તેણીની નજર પડી કે તુરતજ તેને ચહેરો ઉતરી ગયો. તે બહાવરી બની ગઇ. પ્રિય વાચક, એ સ્થળે અજબ અને આશ્ચર્યમય ઘટના હતી. એક તરફ બે લાશ તડપતી હતી, બીજી તરફ ગુલનાર અને બાવીસ વરષનો જવાન કે જે આ વારતાનો નાયક ગુલરૂ છે. તે અન્યોન્ય તરફ ડો ળા ધુરકાવી જોઈ રહ્યા હતા.

ગુલરૂએ ગુલનારથી કંઇ વાત ચીત કરી નહીં. પણ પોતાની તલવાર ફેંકી જખમી થયેલા સોળ વર ષના યુવક પાસે દોડયો અને તેને વળગી પડયો. પ ણ તેના પિંડમાંથી પ્રાણ રૂપી પક્ષી ઉડી ગયું હતું. ગુલરૂ તેને મરેલો સમજી અત્યંત રડવા લાગ્યો. તેની આંખોથી અશ્રુધારા વહેતી હતી.

ગુલેરૂખસાર મુર્છા પામી હતી પણ હવે ધીરે ધીરે તે શુદ્ધીમાં આવતી હતી. તેણીની આંખો ખુલી કે તુર્તજ ગુલરૂ પર દ્રષ્ટી પડી અને કહ્યું.

"કોણ ! ગુલરૂ ?"

"ગુલેરૂખસાર, પ્રાણાધિકપ્યારી ગુલેરૂખસાર, ગુલ- રૂએ ઉત્તર દીધો.

"બસ ચુપ રહો મોહોબતનું ઇમ્તેહાન જોઇ લીધું" ગુલેરૂખસારે કહ્યું. તમારી પાસે મર્દના લીબા-

સમાં પડેલી લાશ કઈ ઓરતની છે ? તમે તેનાથી શાદી કરી હતી કે ?"

"ગુલેરૂખસાર, તમારા શીવાય હું અન્ય સ્ત્રી સાથે શાદી કરૂ એમ તમને યકીન છે કે ? મારા તરફનો આટલો અવિશ્વાસ ? આ ખુબસુરત બાળા ગુલનારની પુત્રી છે. જો તારી સામે ઉભેલી પેલી ચંડાળ સ્ત્રીની પુત્રી છે. મારી સાવકી માની બેટી છે. તે મર્દના લીબાસમાં ઉમરૂ નામ ધારણ કરી હમેશા મારી સાથે રહેતી હતી. તેણીએ બે વખત મારી જાન બચાવી છે. મારી સાવકી માતાની મહેરબાનીથી મારો પીતા દગાથી મારયો ગયો ત્યારે મારા ખુનની પણ તૈયારી હતી. મારી સાવકી માતા મારા પીતા સાથે મારા પ્રાણ પણ લેત પરંતુ આ બાળાએ મને સહાયતા આપી કે હું ત્યાંથી નહાસી શકયો. આ હત્યારા દરોગાએ મારા પિતાને કતલ કરયો હતો. આજે પણ તેની તલવારથી હું શહીદ થતે પણ આ વફાદાર બાળાએ પોતાનુ અંગ કાતીલની તલવાર નીચે આપી મને હટાવી બચાવ્યો. તેણે પોતાના પ્રાણ આપી મારા પ્રાણ બચાવ્યા. પવિત્ર પ્યાર તે એનું નામ ! મેં તેને કહયું હતું કે હું ગુલેરુખસાર શીવાય અન્ય સ્ત્રીથી શાદી કરીશ નહી છતાં પણ નિર્મળ અને પવિત્ર પ્યારને ખાતર તેણે પોતાના પ્રાણ આપ્યા. તે પોતાની માતાથી અલગ થઇ પરંતુ મારાથી પ્રાણ આવ્યા પછીજ ઇલાહેદી થઇ."

ગુલરૂને સાંભળતાંજ ગુલેરૂખસારે તે બાળાના શબને ચુંબન કર્યું.

"હાય ?" ગુલેરૂખસારે વીલાપ કરયો "જો એમજ હતું અને તે હૈયાત રહેતી યા હજુ પણ ખુદા પાક તેને આયુષ્ય બક્ષે તો તેને મારી નહાની બહેન સમજી પહેલાં તેની તમારી સાથે શાદી કરાવી હું આપની આગ્નાકિત દાસી બની સંતોષ પામતે" ગુલેરૂખસારે સ્વચ્છ દીલથી કહયું.

ગુલરૂએ ગુલનાર તરફ દ્રષ્ટી ફેકી. તેણી ચુપ ચાપ ઉભી હતી. ભય અને ચીંતામાં તે પોતાના ભવિષ્યનો વીચાર કરી રહી હતી.

"એ ચંડાળ," ગુલરૂએ ગુલનારને ગુસાથી કહયું "પોતાના પતિનાં ખુનથી હાથ રંગવાવાળી એ દુષ્ટ સ્ત્રી તારી શત્રુતાઇ મે જોઇ લીધી। હવે તું મારી ઇનાયતને જો, મુસલમાનોના રહેમ દીલનો ખ્યાલ કર. જા જયાં સુધી તું હયાત રહશે ત્યાં સુધી તને માસિક બસો રૂપીયા તારા ગુજરાન માટે આપતો રહીશ. હવે તું અહીથી નીકળ. **અને ફરી તારૂ** દુષ્ટ મોં મને બતાવીશ નહી. તું જયાં હઇશ ત્યા પ્રતિમાસ બસો રૂપીયા પહોંચાડતો રહીશ"

ગુલનાર ચાલતી થઇ. ગલરૂ અને ગલેરૂખસારે રજપુત દારોગાની લાશને અવસાન ક્રિયા કરવા તેની ફોઝના લાયક રજપુતોને હવાલે કરી અને 'બાળા'ની લાશને કબરસ્તાનમાં ગુલરૂની માતા પાસે દફનાવવા

માં આવી કારણ કે તે કલમો પઢી   મઝહ્ર માટે મુ-સલમાન થઇ હતી.

સફરહુ મરહુમ બાળાના ગમમાં  ચાલીસ દીવસ સુધી ગુલરૂએ ચુપકીદી અખ્તીયાર કરી.

ચાલીશ દીવસ પછી ગુલરૂ અને ગુલેરૂખસારની ધામધુમથી શાદી થઇ. શેહેનશાહ અકબ્બર અને તેના માન્યવર અમીર  ઉમરાવોએ  તેમજ ફોજના સુરા સામંતો, યોદ્ધાઓ વીગેરે વીગેરેએ શાદીમાં ભાગ લીધો. બાદશાહ તરફથી બન્નેને  કીમતી ભેટ સોગાદ મળી તેમજ ગુલરૂને તેના પિતા  દીલેરખાની " કમાનડર ઇન ચીફ " ની પદવી બક્ષવામાં આવી."

"તોફીક ખુદા જીસે દેઃતાહે ઉસકી નીયત નેક હૈ"

" નેકીકા બદલ નેકહે બદીકા બદ અંજામ હે. "

શાદી થયા બાદ ગુલરૂની માતા પાસે ગુલેરૂખસારે લીધેલી પ્રતિજ્ઞા પુર્ણ કરી યાને ગુલરૂ અને ગુલેરૂખ-સાર બન્ને બનારસી ગીલાફ અને પુષ્પ તુરા લઇ તેની મૃત્માતાની કબરપર ચઢાવી ફતેહા પઢી ઘેર આવ્યા અને અત્યાનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા એ રીતે આપણી આ વારતાનું પરીણામ નેકીનો બ-દલો નેક " ધીરજના ફળ મીઠાં " " શબરમાં શકર" એવી કેહેતી પ્રમાણે આવે છે કહયું છે કે. ધર્મો જય પાપો ક્ષય.

સમાપ્ત.